# બાલવાર્તા

## ભાગ ચોથો

સંગ્રાહક:

ગિજુભાઈ

# બે બોલ

બાલમંદિરમાં જે વિવિધ પ્રવૃત્તિઓ ચાલે છે તેમાં એક પ્રવૃત્તિ બાલસાહિત્ય તૈયાર કરવાની પણ છે.

આને અંગે મંદિરમાં શ્રી૦ લીલાવતી બ્હેન 'વાર્તા' નામનું હસ્તલિખિત માસિક કાઢે છે. આમાં અમે બધાં વાર્તાઓ આપીએ છીએ. દર માસે પાંચસો પાનાં બહાર પડે છે.

બાલવાર્તાનો આ સંગ્રહ એ પાનામાંથી સંગ્રહ્યો છે.

આપણી લોકવાર્તા, બાલવાર્તા તથા અંગ્રેજી, મરાઠી અને બંગાળી ભાષામાંની વાર્તાઓનો ગુજરાતી સંગ્રહ આ માસિકદ્વારા ચાલુ જ છે.

× × × ×

અમદાવાદવાળા શ્રીયુત મણિભાઇ દલાલ બાલમંદિરમાં આવ્યા ને ગિજુભાઇને પૂછયું :

'બાલવાર્તા ભાગ ૪થો ક્યારે બહાર પાડશો ?'

ગિજુભાઇએ કહ્યું : 'હમણાં બહાર પાડીએ. વસ્તુ તૈયાર છે પણ પૈસા નથી.'

મણિભાઇની ઉદારતાના પરિણામે આ ચોથો ભાગ અમે વાંચનારાઓ સમક્ષ મૂકી શકીએ છીએ.

શ્રી દક્ષિણામૂર્તિ
વિદ્યાર્થીભવન
ભાવનગર

નાનાભાઈ
નિયામક

# અનુક્રમણિકા

——:૦:——

# બાલવાર્તા
[ ભાગ ૪ થો ]

## સોનબાઈ ને ભંગીનો છોકરો

એક હતી રાજકુંવરી. એનું નામ સોનબાઈ. એને એક ભાઈ. ભાઈબેન રોજ તળાવની પાળે રમવા જાય.

તળાવની પાળે પાર નહિ એટલા બધા મોર. સોનબાઈને મોર બહુ ગમે. આખો દિ એની સાથે રમ્યા જ કરે. એક બે ટાણાં ઘેર જમવા આવે.

સોનબાઇ મોરને રોજ નવરાવે, ધોવરાવે, ખવરાવે, પીવરાવે ને મજા કરાવે. પછી મોર તો થનગન થનગન નાચે. ટીહુક ટીહુક બોલે ને રૂપાળી કળા કરે.

તળાવની અંદર એક મહેલ હતો. એમાં એક છોકરો રહે. ભંગીનો. એને સોનબાઈ સાથે પરણવાનું મન થયું: ઘણાંઘણાં વાનાં કર્યાં પણ સોનબાઇ કહે મારે એની સાથે નથી પરણવું.

સોનબાઈ તો રાજકુંવરી. રૂપરૂપનો અવતાર. એવી કુંવરી કાંઈ ભૂંડા ડાચાવાળા ભંગિયાને તે પરણે?

એક દિ સોનબાઈ મોર સાથે રમતી હતી. ત્યાં ભંગિયાનો છોકરો આવ્યો.

સોનબાઇનો ભાઈ ને ભંગિઆનો છોકરો જુગટું રમવા બેઠા. સોનબાઇએ તો ભાઇને ઘણો વાર્યો પણ માન્યો નહિ.

રમતાં રમતાં ભાઈ તો લૂગડાં હારી ગયો, ઘોડો હારી ગયો, તલવાર હારી ગયો ને છેવટે સોનબાઇને ય હારી ગયો.

સોનબાઇ તો ધ્રૂશકે ધ્રૂશકે રોવે. સોનબાઇ તો હીબકે હીબકાં ભરીને રોવે. ભાઇ ઘણો પસ્તાણો પણ કરે શું?

ભંગિયાનો છોકરો કહે: 'તારે ન પરણવું હોય તો કાંઇ નહિ. લે હું તળાવમાં કમળ થઈ જાઉં છું. તું મને અડજે એટલે થયું. એટલે આપણે પરણ્યાં.'

સોનબાઇ કહે ઠીક.

ભંગિયાનો છોકરો પાણીમાં પડ્યો ને કમળફુલ થઇ તરવા મંડ્યો.

સોનબાઈ તો અડવા ચાલી. પાણી કાંડાબૂડ થયું પણ કમળને અડાય નહિ.

સોનબાઇ ભાઇને કહે :

" કાંડા કાંડા સમાણું પાણી મારા વીરા
તોય કમળ ફુલ આઘું આઘું જાય છે."

ભાઇ કહે જરાક આઘી જા.

સોનબાઇ તો ગોઠણબૂડ પાણીમાં ગઇ. કમળફુલ તો આઘે ગયું ! સોનબાઇ કહે :

" ગોઠણ ગોઠણ સમાં પાણી મારા વીરા
તો ય કમળ ફુલ આઘું આઘું જાય છે. "

સોનબાઇનો ભાઇ કહે : "હજી જરાક આઘી જાને !"

સોનબાઈ તો કડ કડ સમા પાણીમાં ગઈ. કમળ વળી આઘે ગયું. સોનબાઈ :

" કડ કડ સમાં પાણી મારા વીરા
તોય કમળ ફુલ આઘું આઘું જાય છે. "

ભાઇ કહે: "હજી જરાક આઘી જાને. હમણાં આંબી જઈશ."

સોનબાઈ તો છાતીબૂડ પાણીમાં ગઈ. કમળ તો આઘે ને આઘે. સોનબાઈ કહે :

" છાતી છાતી સમાં પાણી મારા વીરા
તોય કમળ ફુલ આઘું આઘું જાય છે. "

ભાઇ કહે: "હવે જરાક આઘી જાને. હમણાં આંબી જઈશ. "

સોનબાઈ તો જરાક આઘી ગઇ ત્યાં ગળાબૂડ પાણી થયું. સોનબાઈ કહે :

" ગળા ગળા સમાં પાણી મારા વીરા
તોય કમળ ફુલ આઘું આઘું જાય છે. "

" જરાક હાથ લાંબો કર્ય, હમણાંજ આવી જશે. હવે તો સાવ પાસે છે. "

સોનબાઈ હાથ લાંબો કરવા જાય ત્યાં તો પાણીમાં બૂડી ગઇ !

કમળ ફુલમાંથી ભંગિયાનો છોકરો થઈ ગયો ને સોનબાઇને એણે પાણીમાં ખેંચી લીધી.

સોનબાઇને ઈ તો પાણી નીચેના મહેલમાં લઈ ગયો. સોનબાઇને તો એની સાથે પરણવું પડયું. શું કરે ?

મહેલ તો રૂપાળો હતો. ખાવાની પીવાનીય કાંઈ ખોટ નહિ. પણ સોનબાઇને ઘડીએ ન સોરવે. ઈ તો એના મોર ને એનો ભાઈ સંભારી સંભારીને રોવે.

એક દિ સોનબાઈ અગાશીમાં ઉભી ઉભી રોતી હતી ત્યાં અવાજ આવ્યો. કોક તળાવની પાળેથી બોલતું હતું.

" સોનબાઇ બેની સોનબાઈ બેની
ઉને પાણીયે નવરાવતાં,
ટાઢું પાણી પીવરાવતાં
ચૂરમું ચોળી ખવરાવતાં.

ફળીઆમાં ભાભી સાવરણે મારે,
પાણીઆરે જઇએ તો બુજારે મારે,
પાસે જઈએ તો પાટુએ મારે
રસોડામાં જઇએ તો વેલણે મારે. "

સોનબાઈ કહે : "આ તો મારા મોરનો અવાજ. અહીં ક્યાંથી આવ્યો હશે ?"

ત્યાં તો મોર ફરી બોલ્યો.

"સોનબાઇ બેની સોનબાઇ બેની,
ઊને પાણીએ નવરાવતાં;
ટાઢું પાણી પીવરાવતા;
ચૂરમું ચોળી ખવરાવતાં.

ફળીઆમાં ભાભી સાવરણે મારે
પાણીઆરે જઈએ તો ભુજારે મારે
પાસે જઇએ તો પાટુએ મારે
રસોડામાં જઇએ તો વેલણું મારે."

સોનબાઈ કહે : "આ તો મારો મોર. કાંઠેથી બોલે છે."
સોનબાઈ તો ત્યાં જ બેઠી બેઠી બોલીઃ

"શું કરૂં મોરલા શું કરૂં મોરલા,
ભાઇએ ભંગીને આપી;
ભંગી સૂપડ ગુંથાવે,
સૂપડ ગુંથતાં ન આવડે,
ભંગી સબ સોટા મારે.

મોર કહે : "હું સોનબાઇ બેની બોલી ખરી. સોનબાઇનેય દુ:ખના દહાડા આવ્યા છે."

ત્યાં તો સોનબાઈ ફરી બોલી :

"શું કરૂં મોરલા શું કરૂં મોરલા
ભાઈએ ભંગીને પરણાવી;
ભંગી સૂપડ ગુંથાવે
ભંગી સબ સોટા મારે."

મોર કહે: "નક્કી આ તો સોનબાઈ બેની. બીજી કોઈ નહિ. બેનીને આટલાં બધાં દુ:ખ! ચાલો આપણે રાજા પાસે જઈએ."

રાજાને જઈને મોરે બધી વાત કરી.

રાજા કહે: હેં મારી સોનબાઈને આટલું બધું દુ:ખ!

રાજાએ તો સિપાઈઓ બોલાવ્યા ને કીધું "જાઓ તળાવ આખું ઉલેચી નાંખો ને ભંગિયાના છોકરાને પકડીને લાવો."

માણસો બધા મંડ્યા તે ઘડીકમાં બધું તળાવ ઉલેચી નાંખ્યું. ભંગિયાના છોકરાને મહેલમાંથી આણ્યો.

રાજાએ ભંગિયાના છોકરાને મારી નાંખ્યો. એનો મહેલ બળાવી નાખ્યો ને સોનબાઈને પાછાં આણ્યાં.

સોનબાઈ તો એના મોરને ખૂબ ખૂબ મળ્યાં ને ખાધાં પીધાં ને રાજ કર્યાં.



# હજામ અને બાંડો વાઘ

એક હતો હજામ. હજામ અક્કલલકડીઓ.

એકવાર હજામ પરગામ ચાલ્યો. સાથે હજામ ભાઇની કોથળી તો હોય જના.

રસ્તામાં એક મોટું એવું રાન આવ્યું. હજામભાઈ તો રસ્તામાં ચાલ્યા જાય છે ત્યાં સામે એક વાઘ મળ્યો.

હજામભાઈ તો મુંઝાણા. તે કહે આ તો મુવા. વાઘ-ભાઈ કાંઇ મુકવાના છે ?

ત્યાં તો હજામને એક યુક્તિ સૂઝી.

વાઘ પાસે આવ્યો ત્યાં તો હજામભાઈએ રાડ પાડીને કીધું :

" આવી જા કુતરા, તારા તે શા ભાર છે. હવે તારા શા ભાર છે કે મારા હાથમાંથી સટકી જા. આ એકને તો પૂર્યો છે ને હવે તારો વારો.

વાઘ તો એને કુતરો કીધો એટલે એવો તો ખીજાણો કે બસ.

એ તો છલંગ મારીને હજામ ઉપર ધસ્યો. ત્યાં તો હજામ ભાઇએ કોથળી કાઢીને વાઘના મોઢા આગળ ધરી.

વાઘે તો પોતાનું મોઢું ભાળ્યું. વાઘને થયું કે નક્કી આ હજામડો કહે છે એ વાત સાચી. એકને તો પકડેલો દેખાય છે ને હવે જરૂર મનેય પકડવાનો !

વાઘ તો એવો બ્હીનો કે ઊંચી પૂંછડી લેતોક ને ક્યાંનો ક્યાંઈ ભાગ્યો.

હજામે તો આરસી કોથળીમાં મૂકી ને ભાઈ આગળ ચાલ્યા.

રાત પડી.

એક મોટા વડ ઉપર હજામે રાતવાસો કર્યો. ડાળીએ કોથળી લટકાવીને નિરાંતે બેઠો.

ત્યાં તો વડ નીચે વાઘ ભેગા થવા માંડયા. એક, બે, ત્રણ, ચાર એમ કેટલાએ વાઘ ભેળા થઈ ગયા.

વાઘની આજે ઉજાણી હતી. બધા વાઘમાં પેલો બાંડો વાઘ પણ આવ્યો હતો.

ઉજાણી ચાલતી હતી. ખાતાં ખાતાં બાંડો વાઘ બોલ્યો:

" અરે આજે તો ભારે થઇ. "

વાઘ કહે: "શું થયું ?"

બાંડો વાઘ: એક હજામ રસ્તામાં મળ્યોહતો. હું એને મારવા ગયો ત્યાં તો કહે, ' કુતરા એકને તો પૂર્યો છે ને હવે તારો વારો. આવી જા. ' તોય હું તો મારવા દોડયો. ત્યાં મને કોથળીમાંથી એક વાઘ તો કાઢીને બતાવ્યો. હું તો એવો બીનો કે ઉભી પૂંછડીએ ભાગ્યો !!

એક વાઘ: હવે જવા દે. ટાઢા પહોરના ગપ્પાં હાંક માં.

એમ હજામડાથી તે કાંઈ વાઘ પકડાતા હશે.

બાંડો: અરે મેં મારી આ આંખે ભાળ્યો તો.

બીજા: એંહ, એ તો તું ફોશી તે બ્હીને ભાગ્યો. હું તો એને ત્યાં ને ત્યાં પૂરો જ કરત.

વાઘોની વાતો સાંભળીને હજામભાઇ તો નરમઘેંશ જેવા થઈ ગયા.

એવા તો ધ્રૂજવા માંડયા કે વડની ડાળ હાલવા માંડી.

ડાળ ઉપર એક વાંદરો ઉંઘતો હતો. તે ડાળ હલી એટલે નીચે પડયો. ત્યાં તો હજામે હોંશિયારી વાપરીને કીધું :

" એલા પકડજે ઇ બાંડા વાઘને. જોજે ભૂલ્યો તો. ઇ બાંડો બહુ ડાહ્યો થાય છે તે."

બાંડો વાઘ: નહોતો કહેતો કે કોક વાઘ પકડવા નીકળ્યું છે ?

ત્યાં તો વાંદરો બાંડા વાઘ ઉપર જ ભોગજોગે પડયો.

બાંડો વાઘ ભાગ્યો ન તેની વાંસે બીજા વાઘ ભાગ્યા.

બધાય વાઘ કયાંના કયાંઇ ભાગી ગયા.

હજામભાઇ સવારે વડ ઉપરથી ઉતરીને ઘર ભેગા થઈ ગયા.



# સમળી મા

એક હતો વાણિયો. એને હાથે એક ગુમડું થયું.

વાણિયો રોજ વૈદ પાસે જાય ને દવા કરે પણ કેમે કરીને ગુમડું ફુટે નહિ.

એકવાર વાણિયો વૈદ પાસે જતો હતો ત્યાં રસ્તામાં એને એક સમળી મળી.

સમળી કહે: વાણિયાભાઇ, વાણિયાભાઇ, આ તમારે હાથે શું થયું છે. ?

વાણિયો: જુઓને બહેન, આ કેટલાયે દિવસથી ગુમડું થયું છે. ફાટતું યે નથી ને ફુટતું યે નથી. કોણ જાણે કેવું ય છે.

સમળી: અરે એમાં શું છે ? ગુમડું હું ફોડી આપું; પણ એમાંથી જે નીકળે ઇ મારૂં.

વાણિયો મનમાં કહે: ગુમડામાંથી તે વળી શું નીકળવાનું હતું! પાચ નીકળશે અને પરૂ નીકળશે. એમાં સમળી કાંઈ ખાટી ખાશે નહિ.

વાણિયો: ભલે, ઠીક. જે નીકળે ઇ તમારૂં. એકવાર મારૂં દુઃખ તો મટાડો.

સમળીએ તો ચાંચ મારી ઝટ દઈને ગુમડું ફોડી નાખ્યું.

ત્યાં તો એમાંથી એક દીકરી નીકળી રૂપાળી રંભા જેવી.

વાણિયાને દીકરી આપતાં ઘણો ય જીવ ન ચાલ્યો પણ કરે શું ? સમળી સાથે વચને બંધાણો હતો.

છેવટે કોચવાતા મને વાણિયાએ સમળીને દીકરી આપી.

સમળી તો દીકરીને એના માળામાં લઇ ગઈ.

મોટા બધા માળામાં સમળીએ એને રાખી. એનું નામ રંભા પાડયું

સમળી તો રંભાને કાંઇ રાખે. રોજ નતનવાં ખાવાનાં લઈ આવે. પહેરવાઓઢવાને લુગડાંઘરેણાં લઇ આવે ને રાજીરાજી રાખે. રંભાને કોઈ વાતની મણા નહિ.

એકવાર રંભા કહે મા, મને ચંદનહાર પહેરવાની હોંશ થઇ છે!

સમળી કહે ઠીક દીકરી, કાલે ચંદનહાર લઇ આવું. પણ વખતે લાવતાં લાવતાં બે દિ મોડુંએ થઇ જાય. ચંદનહાર તો કોક રાજાને ઘેર કે મોટા નગરશેઠને ત્યાં હોય. મોડી આવું તો મુંઝાઇશ નહિ.

રંભા કહે: 'ઠીક'

સમળી તો ચંદનહાર લેવા ઉડી. એક દિ થયો, બે દિ થયા, ત્રણ દિ થયા પણ :કયાંઇ ચંદનહાર જોવામાં ન આવે. ચંદનહાર મળે ત્યારે સમળી પાછી આવે ના?

રંભા તો માળામાં બેઠી બેઠી સમળી માની રાહ જુએ છે. આજ આવશે, કાલ આવશે, એમ કરતી વાટ જોતી બેઠી છે.

ત્યાં તો એક રાજાનો કુંવર શિકારે નીકળેલો તે માળા પાસે આવ્યો.

રંભાને જોઇને તો એ ખુશી ખુશી થઇ ગયો.

રંભાને તો એ પોતાને ઘેર લઇ ગયો.

ચોથો દિવસ થયો ત્યાં તો સમળી ચંદનહાર લઈને આવી.

પણ માળામાં રંભા તો ન મળે.

સમળી કહે રંભા કયાં ગઇ હશે? ઘણા સાદ પાડયા. પણ રંભા આવી નહિ.

સમળી તો રોવા માંડી. ખૂબ ખૂબ રોઇ. ધ્રૂશકે ધ્રૂશકે રોઈ. પણ રંભા કયાંથી આવે?

ઇ તો રાજાના કુંવર સાથે રમતી'તી, ખાતી'તી ને મજા કરતી હતી.

સમળી તો રોઇ રોઈને થાકી. પછી કહે ચાલ્ય ને કયાંક ગોતું.

સમળી તો ઉડી.

ઘર ઘરના છાપરે જઇને બેસે ને બોલે:

> મારી રૂપાળી બા મારી રાધિકા બાને
> કોણ હરિ ગયું, કોણ જીતી ગયું,
> કોણે દીધાં વનવાસ?

સમળી ગામેગામ ફરે ને છાપરે છાપરે બેસીને બોલે.

એમ કરતાં કરતાં જે ગામમાં રંભા હતી ઈ જ ગામમાં આવી, ને રાજાના મહેલની ઉપર બેસીને બોલી:

> " મારી રૂપાળી બા,
> મારી રાધિકા બા,
> ને હરિ ગયું,
> કોણ જીતી ગયું,
> કોણે દીધાં વનવાસ?"

હીંડોળા ઉપર બેસીને રંભા ખટક ખટક હીંચકતી હતી. એને કાને સમળીને અવાજ આવ્યો.

રંભા કહે સાંભળો તો ખરાં એલા કોણ બોલે છે. ત્યાં તો સમળી બોલી :

" મારી રૂપાળી બા,
મારી રાધિકા બા,
ને હરી ગયું,
કોણ જીતી ગયું,
કોણે દીધાં વનવાસ ? "

રંભા કહેઃ અરે આ તો મારી બા બોલે છે.

દાસીઓ કહેઃ ના રે ઇ તો છાપરે બેઠેલી સમળી છે.

રંભા કહેઃ ખરેખર ઇ મારી બા છે. એને અહીં લાવો.

માણસોએ છાપરે ચડીને સમળીને પકડીને મહેલમાં આણી.

દીકરીને જોઈને સમળી તો રાજીરાજી થઇ ગઈ.

મા દીકરી તો ભેટી પડયાં. પછી રંભાએ સમળીને માટે સોનાનું પાંજરૂં કરાવ્યું ને એમાં એને રાખી.

માદીકરી રોજ સુખદુઃખની વાતો કરે ને ખાય પીએ ને મજા કરે.



# બોલે તે બે ખાય
# ને
# ન બોલે તે ત્રણ ખાય!

એક હતો કાકો ને એક હતો ભત્રીજો. બન્ને જણા એક વાર જજમાનમાં નીકળ્યા. રામપર જેવું ગામ. જઈને જજમાનમાં ઉતર્યા.

જજમાને તો માનપાન દીધાં ને ગોર મહારાજને લાડવા કરવાનું કીધું.

કાકા ભત્રીજાએ ખાખરા શેકી ચૂરમું કર્યું ને તેના લાડવા વાળ્યા ત્યારે પાંચ થયા.

હવે કાકો ભત્રીજો વિચાર કરવા લાગ્યા કે ભાગ કેવી રીતે પાડવા? લાડવો ભાંગીને ભાગ પાડવાનું તો એકેયને ન ગમ્યું.

છેવટે કાકા ભત્રીજાએ એમ ઠરાવ્યું કે આપણે મૂંગા બેસો. જે 'બોલે ઈ બે ખાય ને ન બોલે ઇ ત્રણ ખાય.'

ઇ તો કાકો ભત્રીજો બોલ્યાચાલ્યા વિના લાંબા થઇને સૂતા.

જજમાન આવીને જુએ તો કોઇ બોલે કે ચાલે.

ઘણું ય બોલાવ્યા પણ કોઇ જવાબ દે ત્યારે ના?

બધા કહેઃ 'કોણ જાણે એરૂબેરૂ કરડયો હોય ને મરી ગયા હોય તો.'

જજમાન કહે ત્યારે ચાલો બ્રાહ્મણના દીકરા છે તે ઠેકાણે તો પાડીએ.

બધાય વાતો કરતા હતા ને આ કાકો ભત્રીજો પડયા પડયા સાંભળતા હતા. મનમાં કહેઃ 'આ તો ભારે થવી છે.' પણ બોલે કોણ? બોલે તો તો બે જ લાડવા મળે ના?

ગામના માણુસો ભેગા થયા ને ઠાઠડી તૈયાર કરી.

આ કાકા ભત્રીજાને તો કચકચાવીને બાંધ્યા; પણ એમાંથી એકેય બોલે તો ને ! ઇ તો જાણે સાચેસાચાં મડદાં !

'ઓ ઓ ઓ ઓ' કરતા બધા એને સ્મશાને લાવ્યા.

સ્મશાનમાં ચિતા ખડકીને બેઈ જણને સુવાડયા.

બીજા બધા તો નદીએ નહાવા ચાલ્યા ગયા હતા. માત્ર પાંચ જણા હતા.

જજમાને બિચારે પૂળો સળગાવ્યો ને ચિતાને ' ઓ ઓ ' કરી આગ મૂકી.

કાકો મનમાં વિચાર કરે છે કે બળી મરશું તો કાંઈ નહિ. લાડવા બે નથી ખાવા. ખાવા તો ત્રણ ખાવા, નહિતર કાંઈ નહિ.

ભત્રીજો કહે, માર્યા. આ તો ત્રણ લાડવા ખાવા જતાં સમુળગા જીવના જાશું.

ભત્રીજો કહે ' એલા ભાગજે ત્રણ તારા ને બે મારા.'

એમ કીધું ત્યાં તો કાકો ભત્રીજો ચિતામાંથી બેઠા થયા.

ત્યાં તો ઓલ્યા પાંચ જણ જાય ભાગ્યા. કહે આ તો કાકો ભત્રીજો ભૂત થયા !

કાકો ભત્રીજો દોડતા દોડતા જજમાનના કોઢિયામાં જઇને લાડવા ખાવા બેસી ગયા.

ત્રણ કાકાના ને
બે ભત્રીજાના.

ત્યાં તો જજમાન ઘેર આવી ને જુએ તો કાકો ભત્રીજો ખાય છે !

એલા આ શું ?

" આ તો ત્રણ તારા ને બે મારા. "



# હો આંબાભાઈ હો લીંબાભાઈ

એક હતો રાજા. એને સાત રાણીઓ. છ માનીતી ને એક અણમાનીતી.

માનીતી રાણીઓને તો મોટા મોટા બંગલા, મજાનાં દિવાનખાનાં, માલીકોર હાંડીઓ ને ઝુમરોનો તો કોઇ પાર નહિ. નોકર ચાકર ને દાસદાસીઓ તો કેટલીએ બધી.

બિચારી અણમાનીતીને ભૂંડું ભૂખ ઝુંપડું. માલીકોર બે હાંડલાં ને એક ભૂંડી ભૂખ જેવી દાસી.

અણમાનીતીના દુઃખનો તો પાર નહિ. કેમે કરી દિ ન ખૂટે. રાત ખૂટે તો દિ ન ખૂટે ને દિ ખૂટે તો રાત ન ખૂટે. બિચારી રોઇ રોઇને દિ કાઢે.

અણમાનીતી એક દિ કહે: આમ રોયા કરૂં છું તે લાવ્યને કાંઈક કામ કરૂં કે દિ તો જાય.

દાસીને કહે ' જા ગામમાંથી હીર લઈ આવ મારે રૂમાલ ભરવો છે. "

દાસી તો જાતજાતના ને ભાતભાતના હીરના દોરા લઈ આવી.

રાણીએ તો રૂમાલ ભરવો આદર્યો. દિ બધો રૂમાલ જ ભર્યા કરે. રાતે ય પૂરૂં ઊંઘે નહિ. દિ રાત ક્યાં જાય છે એની રાણીને ખબરે ન પડે.

રૂમાલમાં તો રાણીએ મોર ને પોપટ ને મેના ને હંસ એવાં એવાં પક્ષી ભર્યાં. જાતજાતનાં ફુલો પણ ભર્યાં. ફરતી રૂપાળી લીલી એવી વેલ કાઢી.

એક વરસ થયું ત્યાં તો રૂમાલ પૂરો થયો.

રાણીએ રૂમાલને બારણામાં પડદાની જેમ ટાંગ્યો.

રાજા ફરવા નીકળ્યો. રૂમાલ જોઇને રાજા તો તખત થઇ ગયો.

રાજા કહે: 'આવો રૂમાલ કોણે ભર્યો હશે ? આવો તો કોઈ ભાળ્યો નો'તો.'

રાજા કહે તપાસ તો કરો ઈ કોનું ઘર છે ને કોણે ભર્યો છે.

ત્યાં તો ઇ અણમાનીતીનું ઘર નીકળ્યું ને એણે એ ભરેલો ! !

રાજા તો રાણી ઉપર ખુશી ખુશી થયો. એ તો રોજ અણમાનીતીને ત્યાં આવે, બેસે ને વાતો કરે. કોઈ વાર એને ત્યાં ખાય પણ ખરો. ઇ તો માનેતી રાણીયુંને ભૂલી ચે ગયો.

એમ કરતાં કરતાં અણમાનેતીને દીકરો આવવાનો વખત થયો. ઓલી માનેતીઓને ખબર પડી.

તે કહે આ અણમાનીતીના છોકરાને મારી નાંખવો જોશે. નિકર તો ઈ રાજનો ધણી થશે ને આપણે તો ભૂંડે હાલ રખડશું.

એણે તો એક સૂયાણીને બોલાવીને કીધું: "જોજે ઓલી અણમાનીતીને છોકરો આવે એટલે રાણીને આંખે પાટા બાંધજે ને છોકરાને બાગમાં દાટી આવજે. જોજે ભુલી છો તો. આ લે સો રૂપિયા લેતી જા. પછી વળી બીજા દેશું."

અણમાનીતીને તો દીકરો આવ્યો. રૂડો રૂપાળો પૂનમના ચાંદા જેવો.

રાંડ સૂયાણીએ તો રાણીને પાટા બાંધી દીધા ને દીકરાને લઈને બાગમાં દાટી આવી ને રાણીના પડખામાં મોટો બધો પાણો મૂકી દીધો!

રાજા કહેઃ રાણીને શું અવતર્યું?

સૂયાણી૦—અણમાનીતીને તે શું આવવાનું હતું? આવ્યો છે મોટો પાણો. બીજું તે શું આવે?"

રાજાને શું ખબર પડે? રાજા જાણે એમ હશે. રાજા કહે 'ઠીક.'

વળી બે વરસ થયાં ત્યાં અણમાનીતીને બીજો કુંવર આવ્યો. કાંઈ રૂપાળો. વાત કરો માં.

પણ રાંડ સૂયાણીએ તો એને ય બાગમાં દાટી દીધો. અણમાનીતીને તો ખબરે ન પડવા દીધી. આંખે પાટા જ બાંધી રાખ્યા.

રાજા કહે: "કેમ આ વખતે શા ખબર છે?"

સૂયાણી—બીજા શા હોય! અણમાનીતીને પેટ પથરા જ હોય ના?

રાજા બિચારો ભોળો હશે.

એમ કરતાં અણમાનીતીને છ કુંવર ને સાતમી એક કુંવરી થઇ. કુંવર તો જાણે સૂરજ જેવા ને દીકરી તો એવી કે જાણે ઇંદ્રના ઘરની અપસરા.

સૂયાણીને કાંઈ દયા હતી! એણે તો એક પછી એક બધાયને દાટી દીધાં.

બાગમાં સાત ઝાડ ઉગ્યાં. છ આંબાનાં ને એક એલચીનું. છ ભાઇનાં ને એક બેનનું.

એકવાર સવારમાં ભંગિયો બાગમાં વાળતો હતો. ત્યાં તો એનો સાવરણો એલચીના ઝાડને અડી ગયો.

ત્યાં તો છોડ બોલ્યો:

'હો આંબાભાઇ,
હો લીંબાભાઇ
એક એલચડી બેનને
કોણ હલાવે ?'

આંબો કહે: ખમા મારી બેનબા,
ઈ તો આપણો ભંગિયો છે!

ભંગિયો તો જઇને જમાદારને કહે: 'જમાદાર જમાદાર જોવા તો હાલો. પણે કંઈક કૌતક છે. માળું ઝાડ બોલે છે.'

જમાદાર એલચીના છોડને અડે છે ત્યાં તો:
'હો આંબાભાઇ હો લીંબાભાઈ
એક એલચડી બેનને કોણ હલાવે?'

આંબો કહે: ખમા મારી બેન બા,
ઇ તો આપણા જમાદાર છે.'

જમાદાર કહે આ તો સાળું કાંઇક છે.

એણે તો જઇને ફોજદારને કીધું. ફોજદાર આવીને એલચીને હલાવે ત્યાં તો બોલ્યું:

'હો આંબાભાઈ, હો લીંબાભાઈ
એક એલચડી બેનને કોણ હલાવે ?'

જમાદારે તો પ્રધાનને વાત કરી ને પ્રધાને રાજાને વાત કરી.

રાજા તો પંડે આવ્યો ને એલચીને હલાવી. ત્યાં તો માલીકોરથી બોલ્યું :

' હો આંબાભાઈ, હો લીંબાભાઈ,
એક એલચડી બેનને કોણ હલાવે ? '

ત્યાં તો આંબો હસીને બોલ્યો :

' ખમા બેન બા,
ઈ તો આપણા બાપુજી છે. '

રાજા તો વિસ્મય પામ્યો :
ત્યાં તો માનીતી રાણીયું આવી.
એક જણીએ હલાવ્યું ત્યાં ઝાડ બોલ્યું :

' હો આંબાભાઈ, હો લીંબાભાઈ,
એક એલચડી બેનને કોણ હલાવે '

ત્યાં તો પાછો આંબો બોલ્યો :

' ખમ્મા બેન બા,
ઈ તો આપણી વેરણ મા છે. '

રાજા તો રાતોચોળ થઈ ગયો. માનીતી તો ભોંઠી ભઠ પડી ગઇ.

બીજી માનીતી રાણીઓ અડી તો એણે યે એવું સાંભળ્યું.

ત્યાં તો હળવેક દઇને અણુમાનીતી રાણી એલચીના છોડને અડી.

એલચી બોલી :

હો આંબાભાઈ, હો લીંબભાઇ;
એક એલચડી બેનને કોણ હલાવે ?

આંબો કહે : ખમા મારી બેનબાને,
ઈ તો આપણી માડી હલાવે છે.

રાજા તો વિચારમાં પડી ગયો. રાણી કહે આ મારાં છોકરાં ક્યાંથી ? મને તો પથરા આવ્યા છે.

રાજાએ તો સૂયાણીને બોલાવી ને પૂછ્યું : "માની જા નીકર ઘાણીએ ઘાલીને તેલ કઢાવીશ. બોલ શું સાચી વાત છે?"

સૂયાણી બધું માની ગઈ.

આંબા નીચેથી ભાઈ નીકળ્યા. એલચી નીચેથી બેન નીકળી. બધાં રાજીરાજી થઈ ગયાં.

રાજાએ તો માનીતીઓને માથે મુંડા કરાવી, ખડી ચોપડાવી અવળે ગધેડે બેસારી કાઢી મૂકી ને અણમાનીતીને માનીતી કરીને રાખી ને ખાધું પીધું ને રાજ કર્યું.



# ભોળો ભટ

ભોળો ભટ કાશીએ જઇને ભણતર ભણી આવેલા.

શાસ્ત્ર જાણે ને કથા વારતા આવડે. ભોળો ભટ એક વાર પરગામ કથા વાંચવા નીકળ્યા. જઇને ગામને ચોરે ઉતારો કર્યો.

ત્યાં તો ગામના પટેલીઆ ભેળા થયા ને ભટજીને તો ડેલીએ તેડી ગયા. સારા ઉતારા આપ્યા ને સીધાંપાણી મોકલી ભટને સારી પેઠે જમાડયા.

જમીકરીને ભટજી ડેલીએ આવ્યા. પટેલીઆ કહે, 'કહો ભટજી કેમ આવવાં થયાં ?'

ભટ : 'જે કહેવાય તે ભાગવત તો મહારસ છે. એમાં તો શ્રીકૃષ્ણ ભગવાનની લીલાનું વર્ણન છે. આ એની પારાયણ કરવા અમે આવ્યા છીએ.'

પટેલીઆ કહે : 'બહુ સારૂં, આ આપણે ચોરે રોજ રાતે કથા કરજો. પણ એક વદાડ છે. જો હરે નમઃ કરતાં અમે થાકીએ તો તમને રૂપીઆ શીખમાં દેવા ને જો ભાગવત વાંચતા તમે થાકો તો તમારે અહીંઆ ભાગવત મૂકીને જવું.'

ભટ કહે : ભલે વાંધો નહિ. આપણે વદાડ કબુલ છે.

બીજે દિ ભટે તો ભાગવતની પારાયણ શરુ કરીઃ ભટ તો સંસ્કૃત શ્લોક વાંચતા જાય એનો અર્થ કરતા જાય ને સમજાવતા જાય, બધું સમજાવી રહે ત્યારે પટેલીઆ બોલે : 'હરે નમઃ' ભટને તો કેટલું યે વાંચવાનું. ઘણું બોલે ત્યારે પટેલીઆને તો એકવાર 'હરે નમઃ' કહેવાનું.'

ભટ તો વાંચતા વાંચતા થાક્યા. છ દિ તો કથા વાંચી.

પણ સાતમે દિએ ભટજીનો સાદ બેસી ગયો. ઘણું કરે પણ ગળું ઉઘડે તો ને?

પટેલીઆ તો બેઠા 'હરે નમઃ' કરતા. ભટ તો હારી ગયા. પટેલીઆ કહે 'લ્યો ભટજી પોથી મૂકીને પધારો!'

ભટજી શું કરે! ભાગવત મૂકીને ઘેર ગયા.

ઘેર જઇને મોટા ભાઇને માંડીને વાત કરી.

ભાઇ કહે, ઠીક છે. જાવા દે ઈ જ ગામમાં; જાઉં ને ભાગવત પાછો લાવું તો જ હું ખરો.

આ ભાઇ કાંઈ ભણેલાભણેલા નહિ. કોણ જાણે પૂરી હાથજોડ આવડતી હોય તો. બાકી ડીંગળશાસ્ત્ર જાણે. ગપ્પે ગપ્પાં લગાવે ને ગામડાના માણસોને સમજાવી જાણે.

ભાઇએ તો ઈ જ ગામમાં જઇને ચોરે બેઠેલા પટેલીઆને રામરામ કર્યો. પટેલીયા તો પગે લાગ્યા ને કહે રામરામ. બેઠા કારવ્યા પછી પટેલીઆઓએ મહર કરી કહ્યું: 'કાં ભટજી કથા વાંચવા આવ્યા છો કે? આ એક ભટ તો ભાગવત મૂકીને ગયા છે. તમારે ય ભાગવત મૂકીને જવું હોય તો માંડો વાંચવા.

ભટ: 'બધાય સરખા ન હોય. કથાએ કથાએ ય ફેર હોય ના? હું તો ડીંગળ શાસ્ત્ર ભણ્યો છું. એવું તો કોક જ ભણ્યા હોય ના!'

પટેલીઆ કહે: પણ અમારો વહાડ સમજ્યા કે? આ અમે હરે નમઃ કરતાં થાકીએ તો તમને પાંચસો રૂપીઆની શીખ આપીએ ને તમે વાંચતા થાકો તો તમારે ભાગવત મૂકીને જાવું!

ભટજી— એમ જ હોય ના? પણ એક વહાડ વધારે.

જો હું જીતું તો ઓલ્યું ભાગવત મને ઉપરીયામણમાં આપવું.

પટેલ કહે: ઠીક.

બીજે દિ ભટે તો કથા વાંચવા માંડી. 'જે કહેવાય તે શ્રીકૃષ્ણ ભગવાન ગરૂડ ઉપર બેસે. ઈ એનું વાહન કહેવાય.'

પટેલીઆ: ' હરે નમ:'

આ ગરૂડ આખા મલકમાં પંખીનો રાજા કહેવાય.

પ૦—' હરે નમ:'

આ કહેવાય તે શ્રીકૃષ્ણ ભગવાને એક દિ પૂછયુ ' ગરૂડજી તમારે નાતબાત છે કે?'

પ૦—' હરે નમ:'

આ ગરૂડજી ઉત્તર આપે છે કે મહારાજ નાત તો છે પણ મને નાતબારો મૂકયો છે.

પ૦—' હરે નમ:'

આ જે કહેવાય તે શ્રીકૃષ્ણ ભગવાને બધાં પંખીને ભેગાં કર્યાં. આ જે કહેવાય તે ૫૦૦ ભુંગણનો મોટો કોથળો શીવડાવ્યો ને એમાં બધાં પંખીને પૂર્યાં.

પ૦—' હરે નમ:'

પંખીઓ તો માલીકોર કીંવીં કીંવીં કરવા માંડયાં.

પ૦—' હરે નમ:'

ત્યાં તો કોથળામાં એક ફાંકું રહી ગએલું.

પ૦—' હરે નમ:'

આ ઈ ફાંકામાંથી કહેવાય તે એક પક્ષી ઉડયું ને ફ ર ર ર ર ર ર.

પ૦—' હરે નમ:'

'આ જે કહેવાય તે પછી તો બીજું પંખી ઉડયું ને ફ૨૨૨૨૨૨.'

પ૦—'હરે નમ:'

'આ ત્રીજું ઉડયું ને ફ૨૨૨૨૨૨૨.'

પ૦—'હરે નમ:.'

'આ ચોથું ઉડયું ને ફ૨૨૨૨૨૨૨.'

પ૦—'હરે નમ:'

'આ પાંચમું ઉડયું ને ફ૨૨૨૨૨૨૨.'

પ૦—'હરે નમ:'

ભટનું તો ફ૨૨૨ ચાલ્યું ને પટેલીઆનું હરે નમઃ "ચાલ્યું." એમ કરતાં પટેલીઆનાં તો મોઢાં દુઃખવા આવ્યાં.

પટેલીઆ તો 'હરે નમઃ ને બદલે ફ૨૨૨' બોલવા માંડયા.

ભટે પુસ્તક પાનાં બંધ કર્યાં ને કહે તમે હાર્યા. હવે બોલ્યું ભાગવત ને શીખ મૂકી દો.

પટલીઆઓ પાસેથી ભાગવત ને શીખ લઈને મોટો ભાઇ ઘેર આવ્યો ને ભાગવત ભાઇને પાછું આપ્યું.



## ઘટકાવ્ય ઘટકાવ્ય

એક હતી કણબણ. એનું નામ આણંદી. આણંદી પહોંચેલી બહુ.

ઘરમાં ભેંશનું દૂઝણું હતું. કણબી માથે કોસ મૂકી વાડીએ જાય ત્યારે આણંદીબાઇ ભેંસ દોવા બેસે.

ભેંશ તો એક મોટું બેધડું ભરીને દૂધ કાઢે. ઉપર એક મોટો પાંચ શેરનો કળશીયો ભરાય.

આણંદી તો દૂધેંભર્યું બેઘડું કોઠલામાં મૂકે ને કળશો લઇ પડથારે બેસે ને બોલે.

આણંદી રે બાઈ આણંદી,<br>
નહિ સાસુ નહિ નણદી,<br>
ઘટકાવ છ કે ઘટકાવું,<br>
ઘટકાવ્ય ઘટકાવ્ય.

આમ બોલતીક ને આણંદી તો પાંચ શેરે દૂધ ઘટઘટ કરતી ઘટકાવી જાય.

કણબણ રોજ આમ દૂધ પી જાય. ભગ કરવું છે ને એક દિ કણબી વેલો ઘેર આવ્યો.

કંઇક કામ હતું તે ચાકુ ગોતવા લાગ્યો. ગોતતાં ગોતતાં કોઠલામાં જોયું. ત્યાં તો માખણના પીંડા ઉપર હાથ પડયો.

કણબી૦—આ પીંડો સાવ આટલોક જ કેમ છે? ભેંસ તો મોટી હાથણી જેવી છે ને એના દૂધનો પીંડો કાંઈ આટલો હોય?

કણબણ૦—એમાં હું શું જાણું? જેટલું દૂધ કાઢે છે

એટલું બધું એ મેળવી દઉં છું.

કણબી૦—'એ....મ.'

કણબીના મનમાં વહેમ પડયો. કહે, બાઈના પારખાં તો લેવાં જોઇએ.

બીજે દિ કણબી માથે કોસ લઇને ખેતરે નીકળ્યો. પણ પાડોશીના ઘર આગળ નરકોળ હતી એમાં સંતાઈ રહ્યો. કણબણ કળશે ગઇ ત્યાં ઘરની કોઠી વાંસે સંતાઈ ગયો.

કણબણ તો કળશે જઇ હાથ પગ ધોઇ ભેંસ દોવા બેઠી. મોટું બધું બોઘડું કાંઠા સુધી ભરાઈ ગયું. ઉપર પાંચશેરનો એક કળશોયે ભરાણો.

બાઈએ તો બોઘડું કોઠલામાં મૂકયું ને કળશો લઇને પડથારે બેઠી ને બોલી :

આણંદી રે બાઈ આણંદી,
નહિ સાસુ નહિ નણદી;
ઘટકાવ છ કે ઘટકાવું ?
ઘટકાવ્ય, ઘટકાવ્ય.

એમ કહીને પાંચશેર દૂધ ઘટકઘટક ઘટકાવી ગઈ.

કણબી તો બધું સમજી ગયો પણ તે વખતે કાંઈ બોલ્યો નહિ.

એ તો બાઈ પાણી ભરવા ગઈ ત્યારે કોઠી વાંસેથી નીકળી ખેતરે ચાલ્યો ગયો.

ખેતરે જઇને બાવળનો એક મોટો બધો સોટો કાપ્યો. ઉપર વેંત વેંતના સૂળા હતા. પછી માળા ઉપર બેઠો ને

કણુબણુની વાટ જોવા લાગ્યો.

ત્યાં તો કણુબણુ દેખાણી. માથે ભાતનું દોણકું ને ધમ ધમ ચાલી આવે.

કણુબણુ પાસે આવી એટલે કણુબી કહે આજ તો આ માળા ઉપર જ આવ્યને. આ આજ વળી અહીં બેઠો બેઠો ભાત ખઈશ.

કણુબણુ તો માળે ચડી. કણુબીએ નિરાંતે ભાત ખાધો પછી સોટો કાઢયો ને કીધું : 'લે હવે વાંસા ઉપરથી લૂગડું આઘું કર્ય. જરાક વાંસો હળવો કરવો છે.'

કણુબણુ તો થરથર ધરૂજવા લાગી. ત્યાં તો કણુબીએ સોટો ઉપાડયો ને કીધું :

માળા રે ભાઈ માળા,<br>
નહિ સસરો નહિ સાળા;<br>
સબકાવછ કે સબકાવું ?<br>
સબકાવ્ય સબકાવ્ય.

કણુબીએ તો ચાર પાંચ સોટા સબોડી દીધા. કણુબણુ ફરીને દૂધ પીવું ભૂલી ગઈ.



# ભણેલો ભટ

એક હતા ભટજી. કાશીએથી નવાસવા ભણીગણીને આવે. ચાર વેદ ને છ શાસ્ત્ર ભણેલા.

ભટજી તો એક ગામડામાં કથા વાંચવા ગયા.

બધા કહે ભટજી ભલે કથા તો વાંચે પણ આપણે પારખાં તો લેવાં જોઇએના કે ભટજી કેવુંક જાણે છે ?

ભટજીને કહે : ભટજી અમારા સવાલનો જવાબ આપો તો કથા વાંચો ને ન આપો તો પુસ્તક ને પોથીનાં પાનાં મૂકીને જાઓ.

ભટ કહે ' પૂછો ત્યારે. '

એક માણસે પૂછ્યું : ભટજી " તુંબહ તુંબા. "

ભટજી તો ભારે વિચારમાં પડી ગયા. પોથીપાનાં જોઇ વળ્યા પણ ક્યાંઇ ' તુંબહ તુંબા 'નો અર્થ જડે નહિ. ચાર વેદ ને છ શાસ્ત્ર જોયાં, અઢારે પુરાણ જોયાં પણ ક્યાંઇ ' તુંબહ તુંબા ' જડે નહિ. ભટજી તો મુંઝાણા ને માથું ખંજવાળવા માંડયા.

ગામડીઆઓ—ભટજી, ઇ તમારાથી અમારા સવાલનો ઉત્તર નહિ અપાય. તમારા જેવા તો ઘણાએ આવી ગયા. પણ કોઇએ ઉત્તર આપ્યો નથી. લ્યો હવે પુસ્તકપાનાં અને પોથીઓ અમને સોંપી દો.

ભટજીનું મોં તો લોટની કોથળી જેવું થઈ ગયું. બિચારા વીલે મોઢે ઘેર આવ્યા.

એને એક ભાઇ હતો. એવું ભણેલોગણેલો નહિ પણ કોઠા વિદ્યાવાળો !

એને બધી વાતની ખબર પડી એટલે કહે ' ભાઇ

એવા અજડના ગામમાં તમારૂં કામ નહિ. ત્યાં તો અમારા જેવા જોઇએ, એનું માથું ભાંગે એવા.'

આ ભાઇ તો ચાલ્યો. ગામમાં જઇને મલ્લની જેમ કછોટો માર્યો ને માથે ટકોમૂંડો કરાવ્યો. મૂંડા ઉપર ચંદનનું ગોળ ચકરડું કર્યું ને વચમાં એક ટપકું કર્યું.

ગામના માણસો તો ભટજીને ભાળીને રાજીરાજી થઈ ગયા. તે કહે 'આ ભટજી લાગે છે ય ભટજી જેવા. આવા હોય તો કાંઈક બે અક્ષર જાણવાનું ય મળે.'

પણ બધા કહે પારખાં તો લેવાં જોશે. એમને એમ કાંઇ કથા વાંચવા નહિ બેસારાય.

એક જણ કહે: 'ભટજી પધારો એક ભટ પુસ્તકપાનાં મૂકીને ગયા છે ને બીજા વળી તમે આવ્યા છો. તમારી ય હમણે ખબર પડશે.'

ભટજી કહે: 'ઇ ભટ નોખા ને આ ભટ નોખા. અમે તો કહેવાઈએ ભાગડ. આ માથે ટીલું તો જુઓ. ને આ કછોટો માર્યો છે ઈ તો જુઓ.'

ગામનો પટેલ કહે ત્યારે જવાબ આપો જોઇએ:

"તુંબડ તુંબા"

ભટ કહે 'ભાઇ ભુલ્યા. પૂરો સવાલ ક્યાં પૂછતાં આવડે છે? પહેલાં હોય

"બેડં બેડા"

પછી "વાવં વાવા"

પછી "ઊગં ઊગા"

પછી "વેલં વેલા"

પછી "ફુલં ફુલા"

ને પછી "તુંબમ્ તુંબા"

બધા૦— " એલા આ ભટજી સાચા. માળું બરાબર કળી ગયા. ઓલ્યા ભટને આવડે નહિ બોરનાં ડીંટા સૂધીનું ને મોટે ઉપાડે કથા વાંચવા આવ્યા હતા. "

ભટજીને તો આખા ગામે ખૂબ વખાણ્યા.

બધા૦— " ભટ ભારે, ભટ ભારે, ભટ ભારે. ભટ કાંઈ જાણકાર, સાબદુંય જાણે. "

ભટને તો ગામ બધે જમાડ્યા. પોથીપુસ્તક પાછાં આપ્યાં ને સારી એવી શીખ આપીને વિદાય કર્યા.



# મોર અને ઢેલ

એક હતી ઢેલ ને એક હતો મોર. બેઈ જણાં ચણતાં'તાં. ત્યાં એક ખેરો આવ્યો. જોઇને ઢેલ કહે:

" હું વીંયાઉં જાળામાં,
મારે કોની બીક;
મોર તો ઘણો રૂપાળો,
પણ ખેરો મારે ઠીક. "

એમ કહીને ઢેલ તો ખેરા સાથે ચાલી નીકળી.

મોર કહે પંખીજાત ભેગી કરૂં ને દાદ માગું. મોર તો ચાલ્યો.

મારગમાં એક લલેડું મળ્યું.

લલેડું૦— મોર ભાઈ, મોર ભાઇ, ક્યાં ચાલ્યા?

મોર૦—આ ઢેલ ખેરાને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. આવો છોને?

લલેડું૦— " અમે વલવલ કર્યા કરીએ,
ભૂરો અમારો વાન;
આ ઢેલ ગઈ ખેરાને;
તે દિનું કોણે ખાધું છે ધાન?"

લલેડું તો ન આવ્યું.

મોર તો આઘેરોક ચાલ્યો ત્યાં સુઘરો મળ્યો.

સુઘરો૦—મોર ભાઇ, મોર ભાઈ ક્યાં ચાલ્યા?

મોર૦—આ ઢેલ ખેરાને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. આવો છોને?

સુઘરો૦— "અમે સુઘરા કહેવાઈએ;
અમારી જેવું કેણેય ન થાય;
ઘરની બાઇડી જાપતામાં રાખીએ તો
બીજાને શું જાય ?"

હું તો કાંઈ આવતો નથી.

મોર બિચારો વીલે મોઢે આગળ ચાલ્યો. રસ્તામાં તેતર મળ્યું.

તેતર૦—મોરભાઈ, મોરભાઇ, ક્યાં ચાલ્યા ?

મોર૦—આ ઢેલ ખેરાને લઇને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. કજીયો પતાવવા આવો છો ને ?

તેતર૦— "અમે તેતર કહેવાઇએ,
અમારી ડોકે મગન,
મોરભાઈ, હું કાંઇ નવરો નથી
મારે દિકરાનાં આવ્યાં છે લગન."

મોરભાઈ તો ત્યાંથી બગલા ભાઈ પાસે ગયા.

બગલા૦—કાં, મોરભાઇ ક્યાં ચાલ્યા ?

મોર૦—આ ઢેલ ખેરાને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. ભાઈ જરા આવી જશો ?

બગલો૦— "અમે બગલા કહેવાઇએ,
અમારી ડોકે વાંક;
મોરભાઇ તમારા કજીયામાં તમે સમજો
અમે કજીયાના રાંક."

મોર૦—ચાલને હવે બાજ પાસે જાઉં. ઈ મારો કજીઓ પતાવશે.

ત્યાં તો રસ્તામાં જ બાજ મળ્યો.

બાજ૦—મોરભાઈ, મોરભાઈ ક્યાં ચાલ્યા ?

મોર૦—આ ઢેલ ખેરાને ગઈ છે તે પંખજાત ભેળી કરવી છે. માણું કોઈ આવતું નથી. બાજભાઇ તમે આવશો ?

બાજ૦— " અમે બાજ કહેવાઇએ,
માકે માથું બોડું,
પંખજાતની સરકાર રજા આપે તો,
ખેરાનું માથું તોડું. "

મોર તો રાજીરાજી થઈ ગયો.

બાજને લઇને બગલો, તેતર, સુઘરો, લલેડું બધા પાસે ગયો.

પંખીજાતની નાત ભેગી થઈ. બાજને બધાએ હુકમ કર્યો એટલે બાજે ખેરાને કાન ઝાલીને હાજર કર્યો.

બધા કહે ' એલા ખેરા, આ મોરને એની ઢેલ આપી દે. '

ખેરો કહે ' ઊંહું '

બધા કહે બાજ એ મોરને ઢેલ અપાવી દે.

બાજ૦— " હું બાજ કહેવાઉં
મારૂં માથું બોડું;
ઢેલ આપી દે મોરને નિકર
તારૂં માથું ફોડું. "

બાજ તો ખેરા વાંસે દોડ્યો.

ખેરો કે' ' ભાઈશાબ લે ઢેલ પાછી આપી દઉં છું. '

પછી " નાત બધી ઘેર ગઈ,
ને મોરને ઢેલ મળી ગઈ. "

# નગરશેઠની દીકરી અને ચોર

એક હતો નગરશેઠ. એને એક દીકરી. દીકરી ભારે ચતુર.

શેઠ એકવાર જાત્રાએ ચાલ્યા. ઘર બધું દીકરીને ભળાવી અને મુનીમને દુકાનની ભલામણ કરી શેઠ તો ગયા.

એકવાર શેઠને ત્યાં ચોર આવ્યા. છોડીને એની ખબર પડી. છોડી કહે જો રાડ પાડીશ ને બહાર સુતેલા નોકરોને બોલાવીશ તો મને ચોરો મારી નાખશે.

હવે કરવું શું ?

ત્યાં તો છોડીને એક યુક્તિ સૂઝી. ઈ તો ખોટું ખોટું જાણે એની બા સાથે વાતો કરતી હોય એમ એકલી એકલી બોલવા માંડી.

છોડી૦—'બા, બા, જાગે છે કે ?'

(પોતે ને પોતે સાદ બદલીને)૦—હવે સૂઈ જા ને. ઉંઘવા તો દે.

છોડી૦—બા સાંભળ તો ખરી.

(પોતે ને પોતે)૦—કહે જોઈએ.

છોડી૦—'બા, મને તો એમ થયું કે હું મોટી થઇશ ત્યારે મારા દીકરાનાં નામ ભાતભાતનાં પાડીશ.'

એકનું નામ પાડીશ 'જાગો'  
બીજાનું નામ પાડીશ 'લોકો  
ત્રીજાનું નામ પાડીશ' દોડો  
ને ચોથાનું નામ પાડીશ ' આવો

(પોતે ને પોતે)૦—' લે આ તો માળાં નવાઈનાં નામ.'

છોડી૦—મને તો એવાં ગમે

પોતે ને પોતે૦—પછી ?

ચોર બધી વાત સાંભળતા હતા. તે તો કહે 'આ તો સાવ ગાંડી લાગે છે. પણ જરા ઉભા રહો. હમણાં ઉંઘી જાય એટલે ખાતર પાડીએ.'

ત્યાં તો પાછી છોડી બોલી :

" માડી, પછી સાંભળ તો ખરી. જો ઈ ચારે છોકરા રમવા જાશે ને ત્યારે હું એને આમ સાદ પાડીને બોલાવીશ.

એમ કરીને ઈ તો સાચેસાચ ઉભી થઇને બૂમ પાડી બોલવા લાગી :

જાગો,
લોકો,
દોડો,
આવો.

ચોર તો કહે ગાંડી છે તે હમણાં પાછી સૂઇ જશે.

પણ છોડી તો બૂમેબૂમ પાડે.

જાગો,
લોકો,
દોડો,
આવો.

ત્યાં તો આસપાસના બધા દોડી આવ્યા ને કહે શું છે શું છે ?

છોડીએ બધી વાત કરી ત્યાં ચોર ભાગી ગયા.



# ડોશી અને ચાર દીકરા

એક હતી ડોશી.

એને ચાર દીકરા. એકનું નામ હમર, બીજાનું નામ તમર, ત્રીજાનું નામ સારીંગા ને ચોથાનું નામ ગની હતું.

ગામમાં ભવાયા રમવા આવ્યા. બહુ સારું રમતાં આવડે.

છોકરા કહે: 'માડી આજ તો ભવાઈ જોવા જાવી છે.'

ડોશી૦—' ઠીક દીકરા, વે'લા આવજો; આ આજકાલ ચોરની બીક તો લાગે છે પણ હરકત નહિ.'

છોકરા ભવાયા જોવા ગયા. વાંસેથી ચોર આવ્યા.

ચોરે તો બધું ઉપાડયું. ગોરીઓમુંજડો બળદ લીધા, ભૂરીભગરી ભેંસો લીધી. ઘરમાંથી લુઇ લપેટીને જે હાથ આવ્યું તે લીધું.

ચોર માલ લઈને હાલ્યા એટલે ડોશી ડાંખરી થઈને બોલ્યાં: ' લઇ જાજો મારા ભાઇના સાળા તમારા બાપનો માલ છે તે. આ હમણા મારા દીકરા વછુટશે તે ખબર પડવી છે. ભવાઇ જોવા ન ગયા હોત તો તો ખબર પાડત.'

ચોર કહે: આ ડોશીનેય ઉપાડોને. પછી વાંસે કોણ આવશે ?'

ચોરે તો ડોશીને એક પોટકામાં બાંધીને માથે ઉપાડી.

બીજા ચોર તો માલ લઈને ચાલતા થયા. એક ચોર કહે: ' તમે આઘે આઘે નીકળી જાઓ. હું ડોશીને

માથે મૂકી ભવાઇમાં ભવાયો થઈ કૂદીશ. ડોશીના છોકરા જોવામાં રોકાશે એટલે ઘેર જાશે ત્યારે ના !'

બીજા ચોર ચાલી નીકળ્યા.

એક ચોર ઓલ્યું પોટકું માથે લઇ ભવાયા ભેગો ગદી જઈ નાચવા લાગ્યો.

બધા કહે : આ વેશ તો કાંઇ નવો આવ્યો છે.

ચાર ભાઈઓ તો ખાટલા ઉપર બેઠા હતા ત્યાં બેસી જ રહ્યા. કહે કે આ નવો વેશ જોઇને જઈએ. હશે માડી વાટ તો જોતાં હશે પણ મોડા ભેગું મોડું.

ચોર ભવાયો તો નાચતો જાય ને તાળીઓ પાડતો જાય ને સૌને હસાવતો જાય.

ત્યાં ડોશીએ પોટકામાંથી ચારેકોર નજર ફેરવી જોયું તો દીકરા ખાટલે બેઠેલા.

ડોશી તો પોટકામાંથી બોલી :

" ઊઠીપુ પુતર હમર તમર,
તાત પુતર સારીંગા
આધા ઢોર ગની વિયા
આધા ઢોર ગની વિયા
આધા ઢોર ગની વિયા
થૈ થૈ થૈ તા થનક થૈ થૈ થૈ. "

માથેથી ડોશી બોલી એટલે ચોર ભવાયો મુંઝાણો. મનમાં કહે માર્યા. આ ડોશીએ ખેલ બગાડયો.

ઇ તો ડોશીનું કહેવું ન સંભળાય એટલા માટે તે તાણી તાણીને બોલવા માંડયો :

" તું કહેતી સત્ય ડોશી તું કહેતી સત્ય
તેરા ઢગા ગયા કચ્છ તેરા ઢગા ગયા કચ્છ. "

ચોરે તો ઉપાડીને ગાંસડી પછાડીને પોબારા ગણ્યા.

ત્યાં તો શું થયું, શું થયું, કરતાક ને બધા ભેગા થઇ ગયા.

જુએ તો મહીં ડોશી.

ડોશીએ ચોરોની બધી વાત કરી. ત્યાં તો હમર, તમર, સારંગા ને ગનીભાઈ ચારેકોર દોડ્યા ને ચોરને પકડી પાડ્યા ને માલ બધો પાછો લઇ આવ્યા.

ડોશીએ છ માસ ખાટલે રહી શેરો ખાધો પણ માલ ઘેર આવ્યો.



# ખોટું નગર

એક ખોટું ખોટું નગર.
એમાં રહે ત્રણ કુંવર
બે થયા જ ન હતા ને
ત્રીજો થવાનો નો'તો.
ત્રણે જણા ગામતરે ચાલ્યા.
મારગે ત્રણ ઝાડ આવ્યાં.
બે ઊગ્યાં જ ન હતા
ને ત્રીજું ઉગવાનું જ નો'તું.
એની હેઠે કુંવરો બેઠા ને ફળો ખાધાં.
બે ફળો થયાં જ નો'તાં
ને એક ફળ થવાનું જ નો'તું.
કુંવર તો આગળ ચાલ્યા.
મારગે જાતાં ત્રણ નદીઓ આવી.
બેમાં પાણી જ નો'તું
ને એક સૂકાઇ ગઇ'તી
કુંવરે તો એનાં પાણી પીધાં.
પછી કુંવરો એક ગામમાં ગયા.
ગામમાં ત્રણ ઘર હતાં.
બે ઘર તો ચણ્યા વિનાનાં
ને એકને તો ભીંતો જ નો'તી.
એમાં ત્રણ સોનાનાં તપેલાં.

બે તપેલાં ફુટી ગએલાં
ને એક તો સાજું જ નહિ.
એમાં રાંધ્યા ચોખા :
નવાણું માણાં હતા એમાંથી
સો માણાં રાંધ્યા.
જમવા નોતર્યા ત્રણ બ્રાહ્મણો.
બે તો શરીર વિનાના
ને એકને તો મોઢું જ નહિ.
મોઢા વિનાના બ્રાહ્મણે
સો મણ ચોખા ખાધા ને
બાકીના ત્રણ રાજકુંવરે ખાધા.



# સોનબાઈ ને બગલો

એક હતી સોનબાઇ. રૂપરૂપનો અવતાર. એકવાર સોનબાઈ બેનપણીઓ સાથે ધૂળ લેવા ગઇ.

સોનબાઈ ખોદે ત્યાં સોનું નીકળે ને બીજી છોડીઓ ખોદે ત્યાં ધૂળ નીકળે.

બધી છોડીઓ સોનબાઇ ઉપર તો બારે બળવા લાગી.

બધી છોડીઓ પોતપોતાના સૂંડલા માથે ચડાવી સોનબાઈને એકલી મૂકીને ચાલી ગઈ.

સોનબાઈ તો એકલી રહી. સૂંડલો ચડાવવા ઘણી મહેનત કરે પણ કેમે કર્યો ચડે જ નહિ.

ત્યાં એક બગલો નીકળ્યો.

સોનબાઈ કહે: ' બગલા, બગલા આ જરા સુંડલો ચડાવ ને '.

બગલો કહે : 'તું મને પરણ તો તને સુંડલો ચડાવું.'

સોનબાઇએ તો હા પાડી. બગલે સુંડલો ચડાવ્યો. સોનબાઇ ઘર ભણી ચાલી. વાંસે વાંસે બગલો ચાલ્યો.

સોનબાઇએ તો ઘેર આવીને માને બધી વાત કહી.

મા કહે: ' જો હવે ઘરમાંથી ક્યાંઇ બહાર જઈશ માં. જો બહાર જઈશ તો વખતે બગલો ઉપાડી જાય ! '

બહાર ઉભાં ઉભાં બગલો આ વાત સાંભળી ગયો.

એ તો ખૂબ ખીજાણો. બધાં બગલાંને બોલાયાં ને કીધું: ' નદીનું પાણી પી જાઓ ! '

ત્યાં તો બધાં બગલાં પાણી પીવા માંડયાં તે ઘડીકમાં નદી સાવ સૂકાઇ ગઇ.

બીજો દિ થયો ત્યારે સોનબાઇનો બાપ ભેંસો લઈને નદીએ પાણી પાવા ગયો.

જઈને જુએ તો નદીમાં તો કાંકરા ઊડે.

એણે તો કાઠે ઉભેલા ઓલ્યા બગલાને કીધું:

'જળ મેલો ને આબક બગલા,
જળ મેલો ને ચાબક બગલા,
ઘોડા ઘોડારમાં તરસ્યા મરે છે,
હાથી હાલારમાં તરસ્યા મરે છે,
ગાય ગવતરી તરસી મરે છે.'

બગલો૦—તમારી દીકરી સોનબાઇને મારી સાથે પરણાવો તો જળ મેલું.

બાપે તો હા પાડી એટલે બગલાએ નદીમાં જળ મેલ્યું. નદી પાછી હતી એવી પાણીવાળી થઇ ગઈ.

બગલાને તો સોનબાઇ સાથે પરણાવી.

સોનબાઇને પાંખે બેસારીને બગલો ઘેર લાવ્યો.

સોનબાઈને બગલો સાથે રહે. બગલો દાણા ચણી આવે ને બીજા સાથે લાવે તે સોનબાઈને આપે.

આમ કરતાં કરતાં સોનબાઇને તો દીકરો આવ્યો.

સોનબાઇ તો રાજીનારેડ થઇ ગઈ.

એક દિવસ સોનબાઈનો બાપ કહે ચાલ્યને કોકને મોકલું ને ખબર તો કઢાવું કે સોનબાઇને તે સુખ છે કે દુઃખ.

બાપે તો સોનબાઇના ભાઈને મોકલ્યો.

સોનબાઈનો ભાઈ તો સોનબાઈ પાસે આવ્યો. ભાઇબેન મળ્યાં ને ખુશી થયાં.

ત્યાં તો બગલાને ચણીને આવવાનો વખત થયો.

સોનબાઈ—'ભાઇ આ ડામચીયામાં સંતાઇ જા. બગલો એવો છે કે તને ભાળશે તો મારી નાંખશે.'

ભાઇ તો ડામચીયામાં સંતાઈ ગયો. સોનબાઇએ બે ગલુડીયાં પાળ્યાં હતાં. તે એકને ઘંટી હેઠ પૂર્યું; બીજાને સાવરણી સાથે બાંધી ઘરમાં રાખ્યું, ને પોતે બારણા આડી બેઠી.

ત્યાં બગલો આવ્યો ને કહે બારણાં ઉઘાડો.

સોનબાઇ તો કાંઇ બોલી નહિ. ત્યાં સોનબાઇનો છોકરો બોલ્યો :

'બાપા, બાપા,
મામલીયો ડામચીયામાં,
નાનું ગલુડું ઘંટી હેઠ
ને મોટું ગલુડું સાવરણીએ.

બગલો બહારથી કહે: 'સોનબાઈ આ છોકરો શું કહે છે?'

સોનબાઈએ અંદરથી જ કીધું:

'ઇ તો અમથો લવે છે.'

ત્યાં તો છોકરો ફરીવાર બોલ્યો :

‘ બાપા, બાપા,
મામલીયો ડામચીયામાં,
નાનું ગલુડું ઘંટી હેઠ
ને મોટું ગલુડું સાવરણીએ.’

બગલો૦—‘ બારણાં ઉઘાડો. ’

સોનબાઇએ ઉઘાડયું નહિ.

બગલો તો પાછો ચણવા ચાલ્યો ગયો.

પછી ડામચીયામાંથી મામો નીકળ્યો ને એની સાથે સોનબાઈ દીકરાને લઈને પીયર ચાલી ગઈ.

પાછળથી બગલો આવીને જુએ તો કોઈ ન મળે.

——:o:——

# પટેલ અને ચોર

એક હતો પટેલ. તેને એક દીકરો ને એક વહુ.

વહુ બહુ ડાહી ને કાંઇક ધરમધ્યાનમાં જાણે. એનાં પીયરીયાં બધાં ધરમકરમમાં ઠીક કહેવાતાં.

બાકી સાસરામાં તો કોઈ કાંઈ સમજે કે સણે, ધરમે શું ને કરમે શું.

ભાભો એંસી વરસના થયા પણ કોણ જાણે વાર પૂછીને પ્રભુનું નામ લેતા હોય તો.

એકવાર વહુ કુવે પાણી ભરતી'તી ત્યાં પીયરનો બ્રાહ્મણ નીકળ્યો.

વહુએ એને ઓળખી ને પૂછ્યું: 'મહારાજ કયાં જાઓ છો ?'

મહારાજ કહે,: 'આ ચોમાસું બેઠું છે તે કયાંક કથાવાર્તા કરશું ને વરસ દિનો ગુજારો કાઢશું.'

વહુનો જીવ ધરમમાં ખરો ના એટલે કહે ત્યારે મહારાજ અહીં જ રહી જાઓ ને, આ ગામને ચોરે કથા વાંચજો. જે મળશે તે આછુંપાતળું આપશું.

બ્રાહ્મણ તો કહે 'ઠીક.' એમ કહીને એ તો ચોરે ગયો.

વહુએ ઘેર જઇને ભાભાને કીધું— દાદાજી, દાદાજી ગામને ચોરે એક બ્રાહ્મણ આવ્યો છે તે કહે છે રોજ કથા વાંચવાનો છે તે તમે રોજ જજો. હવે તમારે તો ભગવાન ભજ્યાનું છે ને !

ભાભા કહે : 'વહુ બેટા હું કથાબથામાં હું સમજું, પણ તમે કહો છો તે જાતો રહીશ.'

ભાભા તો રોજ કથામાં જાય ને રાતે વહુ ભાભાને પૂછે : 'દાદાજી, દાદાજી આજે કથામાં શું સાંભળ્યું.'

દાદા૦— બેટા, મને તો કાંઇ સાંભરતું નથી. ઘરે આવું છું ત્યાં બધું ય ભૂલી જાઉં છું.

વહુ૦—ભાભાજી, તમારે રોજ એક વેણ યાદ રાખવું. બીજું કાંઇ ન સાંભરે તો કાંઇ નહિ.

ભાભો૦—હાં, હવે ઠીક વાત કીધી. એક વેણ તો યાદ રાખીશ.

પટેલ ગામમાં જરા મોટા ગણાતા. વળી ઘરડું પાન એટલે સૌ માનપાન પણ આપે. પટેલ કથામાં જાય ત્યારે સૌ કહેઃ " આવો આવો, બેસો બેસો." પટેલ પાછા કથામાંથી ઊઠીને ઘેર આવે ત્યારે પાછા સૌ કહે " ઊઠશો ? ઊઠશો ? આવજો, આવજો ".

પટેલ૦—આજ તો આ વેણ યાદ રાખીશ.

" આવો, આવો બેસો, બેસો ".

ઊઠશો ? ઊઠશો ? આવજો, આવજો."

પટેલ તો પાછા ભુલકણા. એ કહે આજ તો આ વેણ ગોખી જ રાખું. એમ કરીને પટેલ તો ઘેર જઇને માંડયા ગોખવા :

" આવો, આવો, બેસો, બેસો.

ઊઠશો ? ઊઠશો ? આવજો, આવજો."

પટેલ તો બેઠા બેઠા ગોખે છે. ડોકું હલાવતા જાય છે ને ગોખે છે :

પટેલ તો વહુ ક્યારે પૂછે ને ક્યારે વાત કહું એની રાહ જુએ છે. પણ વહુ તો આજ પૂછવું ભુલી ગએલી.

પટેલ તો ગોખ્યા જ કરે છે. મધરાત થઇ તો યે પટેલ સૂતા નથી.

ત્યાં પછીતે ચોરે ખાતર દીધું. પટેલ તો ગોખતા હતા :

" આવો, આવો "

ચોર વિચારમાં પડયા. માળું પટેલ જાગતા લાગે છે ને ઠેકડી કરીને બોલે છે. ચોર તો શું થાય છે તે જોવા લંપાઇને બેસી ગયા. ત્યાં તો પટેલ બોલ્યાઃ

" બેસો બેસો "

ચોર કહે ભાભા જાગે છે ખરા. ચાલોને બીજે જઈએ. એમ કહીને એ તો ઉઠયા. ત્યાં ભાભા પાછા ગોખતા ગોખતા બોલ્યા :

' ઊઠશો ? ઊઠશો ? "

ચોર કહે : હવે ભાગો. ભાભા બધું જાણે છે. હમણાં રાડ પાડશે તો પકડશે. એમ કહીને ચોર ભાગ્યા. ત્યાં ભાભો બોલ્યા :

" આવજો આવજો "

ધડબડાટ થયો એટલે સૌ જાગી ગયા. જોવે ત્યાં ચોરે પછીતે ખાતર દીધેલું. પણ કાંઇ ચોરી થએલી નહિ. પાછળથી ખબર પડી કે આ તો આમ બન્યું હતું.

ભાભો૦—માળું કથાનો પરચો ખરો.



# ચાર ઉંદરડીઓ

ચાર હતી ઊંદરડીઓ. ચારે બેનપણી.

એક રહે ઘંટીમાં, એક રહે હાટમાં, એક રહે વાટમાં ને એક રહે ખેતરમાં.

એક વાર એક કણબી ગાડું લઇને ખેતરે જતો હતો; વાટે જતાં વાટમાં રહેનારી ઉંદરડી કચરાઈ ગઇ. કચરાઇને ઈ તો પૈડાં સાથે ચોંટી ગઈ.

ગાડું તો ખેતરે ગયું. કણબી ગાડામાં પૂળા ખડકે છે ત્યાં ખેતરવાળી ઊંદરડીએ પૈડા સાથે ચોંટી ગએલી ઉંદરડી ભાળી.

એણે તો કણબીની સાથે સંદેશો દીધો :—

‘ભાઇ ઉભા વાળીઆ,
ભાઇ પૂળા વાળીઆ;
હાટુડીને કહેજે કે
વાટુડી મરી ગઇ.’

કણબી કહે માળું કોણ બોલ્યું ? અહીં કોઇ માનવી તો નથી !

ત્યાં તો ઉંદરડી ફરીવાર બોલીઃ—

‘ભાઇ ઉભા વાળીઆ,
ભાઇ પૂળા વાળીઆ;
હાટુડીને કહેજે કે
વાટુડી મરી ગઈ.’

કણબીએ તો ચારે કોર જોયું. ફરીફરીને જોયું પણ કોઇ દેખાય નહિ.

કણબી તો નાહકનો બીનો ને ગાડું ને પૂળા મૂકીને ભાગ્યો.

ઘેર આવીને વાણીઆને હાટે તેલ લેવા ગયો. ઈ જ હાટમાં ઓલી ઊંદરડી રહે.

તેલ લેતાં લેતાં કણબી કહે: 'શેઠ આજ તો ભારે થઈ.'

શેઠ૦— શું ?

કણબી૦—પૂળા લેતો હતો ત્યાં કોક ખેતરમાં બોલ્યું:

'ભાઇ ઉભા વાળીઆ,
ભાઇ પૂળા વાળીઆ;
હાટુડીને કે'જે
કે વાટુડી મરી ગઇ.'

ઓલી હાટુડી તો દરમાં બેઠી બેઠી આ વાત સાંભળતી હતી. દરમાંથી જ એણે પૂછ્યું:

'ભાઇ ઈ વાત તને કોણે કીધી ?'

વાણીઓ ને ખેડુત કહે: માળું ઈ કોણ બોલ્યું ?

ત્યાં તો હાટુડીએ ફરીવાર પૂછ્યું:

'એલા ઈ વાત તને કોણે કીધી ?'

કણબી કહે: ભાગો શેઠ, આ હાટમાં કાંઈક લાગે છે.

ત્યાં તો શેઠને કણબી બેઉ હાટ મૂકીને ભાગ્યા.

કણબી ઘેર જઇને કણબણને વાત કરવા લાગ્યો:

'સાંભળ્યું કે, આજ તો માળું કૌતક થયું. આ ખેતરમાં ગાડું છોડી પૂળા ભરતો હતો ત્યાં તો કોક બોલ્યું:

' ભાઈ ઉભા વાળીઆ,
ભાઈ પૂળા વાળીઆ;
હાટુડીને કે'જે કે
વાટુડી મરી ગઇ. '

હું તો એવો બીનો કે ગાડું મૂકીને ભાગ્યો.

આ તેલ લેવા ગયો હતો ત્યાં એવું થયું.

વાણીઆને વાત કરતો હતો કે ખેતરમાં કોક આમ આમ બોલ્યું ને હું તો બીને ભાગ્યો ત્યાં તો હાટમાંથી કોક બોલ્યું :

' એલા ઇ વાત તને કોણે કરી ? '

હાટમાં તો કોઈ નો'તું.

અમે તો ત્યાંથી ભાગ્યા.

કોક વાંસે પડયું લાગે છે.'

ત્યાંથી ઘંટુડી ઘંટીમાંથી સાવરણી-સૂંથીયું માથે મૂકીને બહાર આવીને ફળી વચ્ચે બેસીને બોલી :

' ભાઇ, તને ઈ સંદેશા કોણે દીધા ? અરર મારી વાટુડીબેન મરી ગઈ ? તે ખેતરની બેને હાટુડી, ઘંટુડીને સંદેશા મોકલ્યા ? હાય, હાય ગજબ થયો. '

કણબી કહે : ' ઓય, ઓય, આ તો ખેતરમાં ઊંદરડી બોલતી હતી. હું તો નાહકનો બીનો. '

કણબણ કહે : ' તમે તો એવા જ છો. ઊંદરડીથી યે બીઓ ! '



# વાદીલો કાગડો

એક હતી કાબર ને એક હતો કાગડો. કાગડાભાઈ વાદીલા. કાબર જે કરે તે કરે.

એક દિ કાબર નાહીધોઈને પીંપળે બેઠી.

ઊંચું જોયું તો આંખમાં આંજણ.
નીચું જોયું તો પગમાં ઝાંઝર.
ખાડામાં હાથ નાખ્યો તો વીંટી જડી.
ખડમાં હાથ નાખ્યો તો રૂપિયા જડ્યા.
રેતીમાં હાથ નાખ્યો તો હીરા જડ્યા,
પાદર ગઇ ત્યાં ગાડીઘોડા મળ્યા.

કાગડો નાહીધોઇને બાવળને ઝાડે બેઠો. ચાંચમાં શુ રહી ગએલું.

ઊંચું જોયું તો આંખ ફુટી.
નીચું જોયું તો પગ ભાંગ્યા.
ખાડામાં હાથ નાખ્યો તો વીંછી કરડયો.
ખડમાં હાથ નાખ્યો તો એરૂ કરડયો.
પાણીમાં હાથ નાખ્યો તો અજગર વીંટાણો.
રેતીમાં હાથ નાખ્યો તો ઝાંઝરૂ કરડયું.
ને પાદર ગયો ત્યાં મરી ગયો.



# ચકી ચકાની વાર્તા

એક હતી ચકી ને એક હતો ચકો. ચકી લાવી ચોખાનો દાણો ને ચકો લાવ્યો દાળનો દાણો.

ચકલીએ તો એની ખીચડી રાંધી. ચકલીબાઈ ખીચડી ચૂલે મૂકીને પાણી ભરવા ગઈ. ચકલાને કહેતી ગઈ કે જરા ખીચડી સંભાળજો. દાઝી ન જાય.

ચકલો કહે: 'ઠીક'.

ચકલી ગઇ એટલે ચકલાભાઈ તો કાચીપાકી ખીચડી ખાઈ ગયા.

ચકલીને ખબર ન પડે એટલે ચકાભાઇ આંખે પાટા બાંધીને સૂતા.

ત્યાં તો ચકીબાઇ પાણી ભરીને આવ્યાં. ચકલાએ તો અંદરથી બારણાં વાસ્યાં હતાં

ચકી૦—ચકારાણા, ચકારાણા, બારણાં ઉઘાડોને !

ચકો૦—મારી તો આંખો દુ:ખે છે તે પાટો બાંધીને સૂતો છું. તમે હાથ નાંખીને ઉઘાડો !

ચકી૦— આ બેડું કોણ ઉતારશે ?

ચકો૦— કઢુડીઓ ફોડી નાખો ને કુરડી ઉતારી ઘરમાં આવો.

ચકીએ તો કઢુડીઓ ફોડી નાખ્યો ને કુરડી ઉતારી ઘરમાં ગઈ.

ત્યાં રાંધણિયામાં જઇને ખીચડી સંભાળવા જાય ત્યાં તો તપેલીમાં ખીચડી ન મળે.

ચકી૦—ચકારાણા, ચકારાણા, આ ખીચડી કોણ ખાઈ ગયું ?

ચકો૦—અમને તો કાંઇ ખબર નથી. રાજાનો કુતરો આવ્યો હતો તે ખાઇ ગયો હશે.

ચકલી તો રાજા પાસે ફરિયાદે ગઈ. જઇને કહે 'રાજાજી, રાજાજી, તમારો કાળીઓ કુતરો મારી ખીચડી ખાઈ ગયો'.

રાજા૦—બોલાવો કાળીઆ કુતરાને. ચકલીની ખીચડી કેમ ખાઈ ગયો ?

કુતરો૦— મેં ચકલીની ખીચડી ખાધી નથી. ચકાએ ખાધી હશે ને ખોટું બોલતો હશે.

રાજા૦—બોલાવો ચકાને.

ચકો આવ્યો ને કહે: 'મેં ખીચડી નથી ખાધી. કુતરાએ ખાધી હશે'.

રાજા૦—એલા સિપાઇ ક્યાં છે ? આ ચકલાનું અને કુતરાનું બેયનું પેટ ચીરો એટલે જેણે ખીચડી ખાધી હશે એના પેટમાંથી નીકળશે.

કુતરો૦—હા ચીરો મારૂં પેટ, ખાધી હશે તો નીકળશેના ?

ચકલો તો બીનો. એણે તો ખીચડી ખાધી હતી. એ તો ધ્રૂજવા માંડયો ને બોલ્યો: 'ભાઈશાબ ખીચડી તો મેં ખાધી છે. એક ગનો માફ કરો'.

રાજા તો ખીજાયો એટલે ચકલાને કુવામાં નખાવ્યો.

ચકલી તો કુવા ઉપર બેઠી બેઠી રોવા માંડી.

ત્યાં એક ગાયોનો ગોવાળ નીકળ્યો. ચકલી કહે :

'એ ભાઈ ગાયોના ગોવાળ,
ભાઈ ગાયોના ગોવાળ;
મારા ચકારાણાને કાઢે તો,
તને ખીર ને પોળી ખવરાવું.'

ગાયોનો ગોવાળ૦—બાપુ હું કાંઈ નવરો નથી તે તારા ચકલાને કાઢું. હું તો મારે આ ચાલ્યો.

એમ કહીને ગાયોનો ગોવાળ ચાલ્યો ગયો. ચકલી તો કોઈ નીકળે એની રાહ જોતી બેઠી.

ત્યાં ભેંસોનો ગોવાળ નીકળ્યો. ચકલી કહે :

'એ ભાઇ ભેંસોના ગોવાળ,
ભાઇ ભેંસોના ગોવાળ;
મારા ચકારાણાને કાઢે તો,
તને ખીર ને પોળી ખવરાવું.'

ભેંસોનો ગોવાળ૦—હું ક્યાં નવરો છું તે તારા ચકારાણાને કાઢું.

એમ કહીને ભેંસોનો ગોવાળ ચાલ્યો ગયો.

ચકી તો કોઇની વાટ જોતી બેઠી. ત્યાં બકરાનો ગોવાળ નીકળ્યો. ચકલી બકરાના ગોવાળને કહે :

'એ ભાઈ બકરાના ગોવાળ,
ભાઇ બકરાના ગોવાળ;
આ મારા ચકારાણાને કાઢે તો,
તને ખીર ને પોળી ખવરાવું.'

બકરાંનો ગોવાળ૦— હું કાંઇ નવરો નથી તે તારા ચકાને કાઢું. હું તો મારે આ ચાલ્યો. એમ કહીને બકરાંનો ગોવાળ તો ચાલ્યો ગયો.

ચકલી તો બેઠી. ત્યાં સાંઢીઆની ગોવાળણી નીકળી. ચકલી કહે :

'એ બાઇ સાંઢીઆની ગોવાળણ,
બાઇ સાંઢીઆની ગોવાળણ;
આ મારા ચકારાણાને કાઢે તો,
તને ખીર ને પોળી ખવરાવું.'

સાંઢણીઆની ગોવાળણને દયા આવી એટલે એણે તો ચકલાને કુવામાંથી કાઢયો.

ચકલી૦—ચાલો બેન હવે ઘેર જઇને ખીર ને પોળી ખવરાવું.

ગોવાળણ તો ઘેર આવી.

ચકલીએ તો ખીર ને પોળી ખાંતથી કર્યાં. પણ ચકલો લુચ્ચો. એણે તો લોઢી તપાવીને લાલચોળ કરી. જમવાનો વખત થયો એટલે એણે તો લાલચોળ લોઢી ઢાળી ને કીધું લ્યો ગોવાળણીબાઇ આ સોનાને પાટલે બેસો.

ગોવાળણી તો સોનાને પાટલે બેસવા ગઇ ત્યાં તો વાંસે દાઝી.

બીચારી બોલતી બોલતી ભાગી:

ખીર ન ખાધી હું તો દાઝી.
ખીર ન ખાધી હું તો દાઝી.



# સોનબાઈ ને બાવો

સાત ભાઈ વચ્ચે એક જ બેનડી. એનું નામ સોનબાઈ.

ભાભી હારે સોનબાઈ ધૂળ લેવા ગઇ. સોનબાઈ ખોદે ત્યારે સોનું નીકળે ને ભાભી ખોદે ત્યારે ધૂળ નીકળે.

ભાભીએ ધૂળનો સૂંડલો ભર્યો ને સોનબાઈએ સોનાનો સૂંડલો ભર્યો.

સોનબાઈના સૂંડલામાં સોનું જોઈ ભાભીને તો અદેખાઈ આવી. પોતાનો સૂંડલો માથે ચડાવીને ચાલતી થઈ.

સોનબાઈ૦—ભાભી, ભાભી આ સૂંડલો ચડાવોને.

ભાભી૦—ચડાવને તારી મેળાએ, હું તો કાંઇ ચડાવતી નથી. એમ કહીને ભાભી તો ચાલી ગઈ.

સોનબાઇ તો એકલી રહી. સૂંડલો ચડાવવા ઘણી મહેનત કરે પણ કેમે કરીને ચડે નહિ.

ત્યાં તો એક બાવો નીકળ્યો. બાવો કહે: 'એલી એટલું બધું બળ શું કામ કરે છે. લે હું જ સૂંડલો ચડાવું'.

બાવાએ તો સૂંડલો ચડાવ્યો એટલે સોનબાઇ ઘર ભણી હાલી.

પણ ત્યાં તો બાવો વાંસે દોડયો ને એને ખાંધે બેસારીને પોતાની સાથે મઢીએ લઈ ગયો.

બાવો તો એની સાથે પરણ્યો. એને ચારપાંચ છોકરાં યે થયાં.

બાવો તો જાત્રાએ નીકળ્યો, સાથે સોનબાઇ ને એનાં છોકરાં.

ગામેગામ ફરે. સોનબાઇને લોટ માગવા મોકલે ને પોતે ગામ બહાર બેસે ને છોકરાંને સાચવે.

એમ ફરતાં ફરતાં સોનબાઇ ઘણે વરસે બાપના ગામમાં આવી.

બાવાએ તો સોનબાઈને ભીખ માગવા મોકલી.

સોનબાઇ ઘેરઘેર ફરે છે ને ભીખ માગે છે:

" હંતા શેઠને સાત દીકરા,
સાતે ઉપર સોનબાઈ બેની;
મોતીડાં વીણુતાં જોગીડે ઝાલી;
બાઇ બાઇ ભીક્ષા દો. "

આમ બોલતી જાય છે ને ફરે છે.

કોક બટકુંક રોટલો આપે છે તો કોક ચપટીક લોટ આપે છે.

એમ ફરતાં ફરતાં પોતાને જ ઘેર ગઈ ને બોલી:

" હંતા શેઠને સાત દીકરા,
સાતે ઉપર સોનબાઈ બેની;
મોતીડાં વીણુતાં જોગીડે ઝાલી;
બાઇ બાઈ ભીક્ષા દો. "

સોનબાઇ બોલી ત્યાં તો ઘરનું બધું માણસ ભેગું થઈ ગયું ને કહે: બાઇ, બાઇ, શું બોલી ? ફરીને બોલ તો ? '

સોનબાઈ તો ફરીને બોલી :

" હંતા શેઠને સાત દીકરા,
સાતે ઉપર સોનબાઈ બેની;
મોતીડાં વીણુતાં જોગીડે ઝાલી,
બાઇ, બાઇ, ભીક્ષા દો. "

બધા૦—આ તો આપણી સોનબાઈ ન હોય ! સોન-બાઈને તો સૌએ ઓળખી.

સોનબાઈનાં તો દુઃખડાં લીધાં ને ખવરાવી પીવરાવીને ત્યાં જ રાખી.

બાવે તો સોનબાઈની ઘણી વાટ જોઇ પણ સોનબાઈ પાછી આવી નહિ.

બાવો કહે : ' ચાલ ને સોનબાઈને ગોતવા જાઉં.'

બાવો તો બગલમાં ઝોળી નાખી બાવણને ગોતવા નીકળ્યો.

બાવો ઘેરઘેર ભીખ માગતો જાય છે ને બોલતો જાય છે :

" ટસરક ટીલડી ચોડી છે,
મસરક માથાં ગુંથ્યાં છે;
ઘેર બાળકડાં રૂવે છે,
જોગીડો વાટ જુવે છે."

ફરતાં ફરતાં બાવો સોનબાઈને જ ઘેર આવ્યો ને બોલ્યો

" ટસરક ટીલડી ચોડી છે,
મસરક માથાં ગુંથ્યાં છે;
ઘરે બાળકડાં રૂવે છે;
જોગીડો વાટ જુએ છે."

ત્યાં તો ઘરનાં માણસો ભેગાં થઈ ગયાં ને કહે : ' આ તો ઓલ્યો બાવો ! સોનબાઇને લઈ ગયો હતો એ.'

બધા૦—બાવાજી, ફરીવાર બોલો જોઇએ ?

બાવો બોલ્યો :

"ટસરક ટીલડી ચોડી છે,
મસરક માથાં ગુંથ્યા છે;
ઘરે બાળકડાં રૂવે છે,
જોગીડો વાટ જુએ છે."

બધા૦—ઠીક છે આ બાવાને તો એકવાર પાંસરો કરીએ.

પછી સૌ કહે: 'બાવાજી, આવો આવો. આ તમારૂં સાસરૂં છે. લ્યો હમણાં સોનબાઈને વળાવીએ છીએ.'

બાવાને તો કુવા ઉપર ખાટલો ઢાળી એના ઉપર પાથરણું પાથરી બેસવાનું કીધું.

બાવાજી જ્યાં ખાટલા ઉપર બેસવા જાય ત્યાં તો ભસ દઇને કુવામાં પડી ગયા ને રામ બોલો ભાઇ રામ.

પાદર જઈને સોનબાઇ એનાં છોકરાંને લઈ આવી.

પછી સોનબાઇની ભાભીનો નાક ચોટલો કાપીને અવળે ગધેડે બેસાડી એને કાઢી મૂકી ને સોનબાઈએ ખાધું પીધું ને રાજ કર્યું.



# મગર અને ગોવાળીઓ

એક હતી મગર. એકવાર મગર કહે ચાલને આ નદીમાંથી નીકળીને તળાવમાં જાઉં. નદી તો સૂકાઈ જવા આવી છે.

રાત પડી એટલે મગર નદીમાંથી નીકળી ને ચાલવા માડી. અરધે રસ્તે આવી ત્યાં તો સવાર પડી.

મગર કહે હવે ચાલીશ તો કોક ભાળશે ને મારી નાખશે. એ તો એક ખાડા પાસે પડી.

ત્યાં એક ગોવાળીઓ ઢોર લઇને નીકળ્યો.

મગર૦—ગોવાળભાઈ, ગોવાળભાઇ મને તળાવમાં લઇ જશો ?

ગોવાળ૦—નારે બાપુ, તું મને ખાઇ જ જાને.

મગર૦—નહિ ખાઉં. જોજે જરૂર તને નહિ ખાઉં.

ગોવાળીઆએ મગરને ખાંધ ઉપર ઉપાડીને તે તળાવમાં લઇ ગયો ને કાંઠે મૂકી.

મગર૦—ભાઈ મને પાણીમાં ઉતાર. હજી તો મારા પગે નથી પલળ્યા, હાથે નથી પલળ્યા. હજી તો સાવ કોરી છું. આ ગોઠણ સૂધીના પાણીમાં લઈ જા.

ગોવાળ તો મગરને ગોઠણ સૂધીના પાણીમાં લઇ ગયો.

મગર૦—ભાઈ હજી તો મારા પગે નથી પલળ્યા, હાથે નથી પલળ્યા, હજી તો સાવ કોરી છું. જરા કડ સમા પાણીમાં તો લઈ જા.

ગોવાળીઓ તો કડ સમા પાણીમાં લઈ ગયો.

મગર૦—ભાઇ, હજી તો મારા પગે નથી પલળ્યા, હાથે નથી પલળ્યા, હજી તો સાવ કોરી છું. મને ડોક સમા પાણીમાં તો લઇ જા.

ગોવાળીઓ તો મગરને ડોક સમા પાણીમાં લઇ ગયો.

ત્યાં તો ગોવાળીઆને મગર કહે: હવે તો હું તને ખાઈ જવાની. હવે તે મૂકું.

ગોવાળ૦—એમ તે હોય. મેં તને તડકામાંથી અહીં આણી ને હવે મને જ ખવાય. આ તો હું તારૂં સારૂં કરવા ગયો ત્યારે તું જ મને ખાવા બેઠી. આ કાંઈ ઠીક ન કહેવાય.

મગર૦—પણ તને નો ખાઉં તો મરી જાઉં ના.

ગોવાળ૦—એમ નહિ. ચાલો આપણે ન્યાય કરાવીએ.

ત્યાં એક ગધેડો ભૂંકતો ભૂંકતો નીકળ્યો.

ગોવાળ૦—હેં ભાઇ ગધેડાભાઇ, આ અમારો ન્યાય તો કરતા જાઓ. તમે ડાહ્યા માણસ લાગો છો.

ગધેડો૦—બોલો જોઇએ શું કજીઓ છે ?

ગોવાળે બધી વાત કરી. ત્યારે ગધેડો કહે: "એ તો ભાઈ દુનિયામાં એવું જ ચાલે છે. આ જુવાન હતો ને ડીફાંના માર ખાતો અને ભાર ઉપાડતો ત્યાં સૂધી તો શેઠે રાખ્યો ને કામ કરાવ્યું. હવે ઘરડો થયો એટલે આ બે દંડીકા મારીને કાઢી મૂકયો. આ દુનિયામાં ન્યાય જ અવળો છે. તું ભલું કરવા ગયો તે હવે ભોગવ. તને કોણે કીધું'તું કે તું મગરને ઉપાડીને પાણીમાં લઇ જજે."

એમ કહીને ગધેડો તો ચાલ્યો ગયો.

મગર૦—હવે તો હું તને ખાઇશ.

ગોવાળ૦— ઉતાવળી થા મા. આપણે કોઇ બીજાને પૂછીએ. ગધેડે એમ કીધું એમાં બધાં શું આવી ગયા. ઈ તો કહે દુઃખનો મારેલો.

ત્યાં તો એક બળદ નીકળ્યો.

ગોવાળ૦—ભાઈ બળદભાઈ, બળદભાઈ આ જરા ન્યાય કરતા જાઓ ને.

બળદ૦—શું છે ભાઇ કહે જોઇએ ?

ગોવાળે બધી વાત કરી.

બળદ૦—એ તો દુનિયામાં એમ જ ચાલ્યું આવે છે. આ જાત હાલતી હતી ત્યાં સૂધી તો શેઠે ઢસરડા કરાવ્યા ને આ અટકયા એટલે આંકીને કાઢી મૂકયા. આ ગુણ કર્યો તો કે અવગુણ કરૂં. મગર કરે છે એમાં નવાઇ શું કરે છે. ઇ તો એમ જ હાલે છે.

મગર૦—હવે તો હું તને ખાઇશ.

ગોવાળ૦—ઉતાવળી થા મા. હજી કોકને પૂછીએ.

ત્યાં એક શિયાળ નીકળ્યું.

ગોવાળ૦—અરે શિયાળભાઇ, શિયાળભાઇ, આમ જુઓ. આ અવળો ન્યાય. હું આ મગરને રસ્તા ઉપર પાણી વિના તડફડતી હતી તે તળાવમાં લાવ્યો ને પાણીમાં નાખી ત્યારે કહે છે જે હવે તને જ ખાઉં.

શિયાળ૦—ઇ તો મોટો અન્યાય કહેવાય. ઉભો રહે હમણાં તને છોડાવું છું. એમ કહીને શિયાળે તો ‘ હુંકી, હુંકી ’ કીધું એટલે બધાં શિયાળ ભેગાં થઇ ગયાં.

પછી બધાં શિયાળે ઘડીકમાં તળાવનું પાણી મોંઢામાં ભરી ભરીને કાઢી નાંખ્યું એટલે મગરબાઈ તો મરવા જેવાં થઇ ગયાં ને ગોવાળને મૂકી દીધો.

મગર૦—શિયાળીયાં, યાદ રાખજે તને કરમદાં ખાતો પકડીશ. ઉમરાં ખાતો પકડીશ, પકડીશ પકડીશ ને પકડીશ, જાવા નહિ દઉં.

શિયાળ૦—તારેથી થાય ઈ કરી લેજે.

બીજે દિ શિયાળ વીરડામાં પાણી પીવા આવે તે પહેલાં મગર એમાં જઈને હલ્યાચલ્યા વિના સૂતી.

શિયાળ પાણી પીવા આવ્યું. એણે તો મગરને ઓળખી કાઢી.

શિયાળ૦—આજ તો મારી માએ એમ કીધું છે કે વીરડામાં હંગેલું, મુતરેલું પાણી હોય માટે ખાડાનાં તાજાં પાણી પીવાં.

એમ કહીને શિયાળે ખાડાનું પાણી પીધું ને ચાલ્યું ગયું.

મગર૦—આ તો પકડાયો નહિ. કંઇ નહિ કાલે ખાડાખાબોચીયામાં જ જઈને બેસું.

બીજે દિ શિયાળ પાણી પીવા આવે ત્યાં ખાડામાં મગર દેખાણી.

શિયાળ સમજી ગયું. તે કહે: ‘ આજ તો મારી માએ કહેલું છે કે ખાડાખાબોચીઆમાં હંગેલું મુતરેલું પાણી હોય માટે વીરડાનાં તાજાં પાણી પીવાં ’.

એમ કહીને શિયાળે વીરડાનું પાણી પીધું.

મગર૦—મૂઓ કે હિ હાથ આવવાનો ! પછી મગર કરમદાનાં ઝાડ ઉપર ચડીને બેઠી.

ત્યાં શિયાળભાઈ કરમદાં ખાવા આવ્યા ત્યાં તો મગરે શિયાળનો પગ પકડયો.

શિયાળ૦—સારૂં થયું કે મારો પગ પકડનાં કરમદાંનું ડાળું પકડયું. નિકર મારા બાર જ વાગી જાત ના !

મગર૦—આ તો ભૂલ્યા. મૂઆના ટાંટીઆને બદલે ડાળું પકડયું.

એમ કહીને જ્યાં મગરે પગ ધારી ડાળું પકડયું ત્યાં તો શિયાળ ભાગ્યો ને હી હી કરીને મગરને ચીડવી.

પછી મગર શિયાળના દરમાં જઇને બેઠી ને ઉં ઉં કરવા માંડી.

શિયાળભાઇ આવીને કહે રોજ તો કોઇ બોલતું નથી, આજે કોણ બોલે છે. કોક નવતર આવ્યું છે. ચાલને એને બાળી જ નાખું.

એમ કરીને દર ઉપર કાંટા નાખી દરને સળગાવ્યું. સાથે બિચારી મગર પણ બળી ગઇ.



# તડ તડ તુંબડી તડં તડા

એક હતો છોકરો. એક વાર ગામ જવા નીકળ્યો. માએ ભાતામાં સાત ઢેબરાં કરી દીધાં. ઢેબરાં લઈને છોકરો તો ચાલ્યો.

ચાલતાં ચાલતાં એક વાવ આવી. બપોર થયા હતા. છોકરો કહે: 'હવે તો ભૂખ લાગી છે. ચાલ ને ભાતું કાઢીને ખાઉં; આ વાવને પગથિયે ઠીક પડશે.'

છોકરો તો વાવે બેઠો ને ભાતું છોડયું.

ભુખ બહુ લાગી હતી. છોકરો મનમાં વિચાર કરવા લાગ્યો કે કેટલાં ઢેબરાં ખાઉં?

એક ખાઉં?
બે ખાઉં?
ત્રણ ખાઉં?
ચાર ખાઉં?
પાંચ ખાઉં?
છ ખાઉં?
સાતે ખાઉં?

વાવમાં સાત ભૂત રહેતા હતા. તેમણે આ સાંભળ્યું. એ કહે: એલા, આ વળી કોણ આવ્યો છે? આપણને સાતેને ખાઈ જવાનું કહે છે. કોક મોટો જબરો હોવો જોઈએ.

એક ભૂત કહે: 'ચાલોને કાંઇક એને ભેટ આપીએ. રાજી થઈને ચાલ્યો જાય તો સારું.'

ભૂતની પાસે એક ચૂલો હતો. એવો ચૂલો કે એમાં

જે ચિંતવીએ તે થાય. લાડવા ચિંતવો તો લાડવા થાય ને પેંડાબરફી ચિંતવો તો પેંડા બરફી થાય. જે ચિંતવો તે થાય.

ભૂત તો બ્હીતું બ્હીતું ઉપર આવ્યું ને કહે: 'અરે ભાઇ અમને શીદને ખાવાનું બોલે છે. અમે કાંઈ તારૂં થોડું બગાડયું છે? અમે તો અમારી મોખે આ કુવામાં રહીએ છીએ. તારે જોઇતો હોય તો લે આ ચૂલો લઇ જા. આ એવો ચૂલો છે કે તું જે ચિંતવીશ તે થશે.'

છોકરે તો ચૂલો લઇ લીધો. મનમાં કહે: અરે આ તો કામ પાકયું. આપણે તો ઢેબરાં ખાવાનું કરતા હતા ને ઢેબરાને ગણતાં હતાં ત્યાં તો ભૂત બીના ને ચૂલો આવ્યો.

છોકરો તો ઘર ભણી પાછો વળ્યો. રસ્તામાં બેનને ગામ રાત રહ્યો. રાતે વિચાર થયો કે ચાલને પાછો ફરીવાર જાઉં ને કાંઇક બીજું લઈ આવું. જઇને ભૂતને પાછા બ્હીવરાવીશ.

બેનને બધી વાત કરી. ચૂલો બેનની પાસે રાખ્યો ને બેને સાત ઢેબરાં કરી આપ્યાં તે લઈને ચાલ્યો.

બપોર થયા એટલે પાછો ઇ ની ઈ વાવ પાસે આવ્યો.

પગથીયે બેસીને ઢેબરાં કાઢયાં ને બોલ્યો:

એક ખાઉં?
બે ખાઉં?
ત્રણ ખાઉં?
ચાર ખાઉં?

પાંચ ખાઉં ?
છ ખાઉં ?
સાતે ખાઉં ?

ભૂતોને તો એવી બીક લાગી કે બસ. વળી એક ભૂત ઉપર આવ્યો ને એક બકરી લાવ્યો, ને કહે: 'લે ભાઈ, આ બકરી એવી છે કે જ્યારે કહીશ ત્યારે સોનાની લીંડી કરશે.'

છોકરો તો બકરી લઇ બેનને ઘેર આવ્યો ને ત્યાં બે દિવસ રહી ફરી પાછો ઢેબરાં કરાવી વાવે આવ્યો ને પહેલાંની જેમ બોલ્યો.

ત્યાં તો એક ભૂત ઉપર આવ્યો ને કહે: 'લે ભાઈ આ એક તુંબડી લે. એવી તુંબડી છે કે 'તડ તડ તુંબડી તડં તડા' એમ બોલીશ કે જેને કહીશ એને તડ તડ લાગશે. તું પાછી બોલાવીશ ત્યાં સુધી માથામાં લાગ્યા જ કરશે.'

છોકરો તો પાછો બેનને ઘેર આવ્યો. બેનની દાનત બગડેલી. પેલો ચૂલો અને બકરી પોતે રાખ્યાં અને એને બદલે બીજો ચૂલો ને બકરી મૂકયાં.

ભાઈએ તો ચૂલો ને બકરી માગ્યાં એટલે આ ખોટાં આપ્યાં.

ભાઇએ વિચાર કર્યો કે લાવ જોઉં તો ખરો કે ચૂલો અને બકરી ઈ ના ઈ તો છે નહિ !

ચૂલાને કહે: 'શીરોપુરી આપ.' ચૂલે તો કાંઇ આપ્યું નહિ.

બકરીને કહે: 'સોનાની લીંડીઓ કર.' બકરીએ તો છાણની લીંડીઓ કરી.

છોકરો કહે: 'હું આમાં બેનનાં કામ છે. હરકત નહિ, બેનને પણ ખબર પડશે.'

પછી બેન દેખે એમ છોકરે તુંબડીને કીધું: 'તડ તડ તુંબડી તડં તડા' ત્યાં તો તુંબડી ઊછળવા માંડી.

છોકરે તુંબડીના કાનમાં કાંઇક એવું કીધું એટલે પાછી શાન્ત થઈ ગઇ.

બેન કહે: આ તુંબડીમાં કાંઇક લાગે છે ખરૂં. ચાલ ને ઈ યે લઈ લઉં.

બેને બીજી તુંબડી આણીને આને બદલે મૂકી દીધી.

પછી ઘરમાં જઈ બોલી: 'તડ તડ તુંબડી તડં તડા' ત્યાં તો તુંબડી ઉછળવા લાગી ને બેનના જ માથામાં તડ તડ વાગવા માંડી.

બેન તો ઘરમાંથી ઓશરીમાં ને ઓશરીમાંથી ઘરમાં આમથી આમ ભાગે પણ તુંબડી તો વાંસેની વાંસે.

તુંબડી કેમે કરીને છોડે જ નહિ તો! બેન તો કાયર થઇ ગઇ. માથામાં લોહી નીકળ્યું.

બેન તો ભાઈ પાસે આવીને કહે: 'લે બાપુ, આ તારી તુંબડીને પાછી બોલાવ. એણે તો મારૂં તુંબડું તોડી નાખ્યું.'

ભાઇ કહે: 'હજી ઓલી બકરી ને ચૂલો તો કાઢય.'

બેન ભોંઠી પડી ગઈ ને બધું પાછું આપી દીધું.

પછી છોકરો મા પાસે ગયો. છોકરો તો ચૂલા પાસેથી ભાતભાતની રસોયું ખાય ને એણે સોનાની લીંડીઓ

વેચીને મોટા મોટા મહેલો કર્યા ને મોટા રાજા જેવો થઈ પડયો. કોઇ એની સાથે બાથી પણ ન શકે. બાધે તો તુંબડી

'તડ તડા તડ તડા !'

એક દિ છોકરે રાજાને કીધું : 'રાજાજી, તમારી દિકરીને મારી સાથે પરણાવો.'

રાજાએ તો સિપાઇઓ મોકલ્યા ને કહે : 'એને પકડીને બાંધી લાવો.'

પણ ત્યાં તો તુંબડી તૈયાર જ હતી. 'તડ તડા, તડ તડા' સિપાઈના તુંબલા જ તોડી નાખ્યા.

સિપાઈ તો પાછા ગયા.

પ્રધાન ગયો તો એનાયે એ હાલ.

પછી રાજાએ એને પોતાની કુંવરી પરણાવી ને ખાધું પીધું ને રાજ કર્યું.



# રળો ગઢવી

ભારણીચું નામનું નાનું એવું ગામડું હતું. એમાં સાત આઠ ભાયાત રહે. નીપજ ખાય ને પડયા રહે.

એમાં એક ગઢવી ય રહે. એનું નામ રળો.

પણ રળાને કોઇની સાથે બને નહિ. રળો આડાબોલો. કોક કાંઇ બોલે તો રળો તડ આડું વેણ નાખે ને સામાનો બોલ તોડી નાખે.

ભાયાતો પાસે ભેંસો ઘણી બધી. આ રળા પાસે એકે ય ભેંસ નહિ. પણ એક પાડો ખરો; મોટો બધો પાડો. પાડાને ગળે એક ટોકરો બાંધેલો. પાડો ચાલે ત્યારે ટોકરો ટણુટણાટ વાગે.

રોજ સવારે ભાયાતોની ભેંસોનું ખાડું આઢે એટલે વાંસોવાસ રળો પોતાનો પાડો અઢાવે ને બોલે :—

‘ ટણુન્ ટોકરો વાગે છે ને
રળાનું ખાડું આઢે છે. ’

એમ કરતાં ઘણા દિ ગયા. ગામ જાણે કે બધું ખાડું રળાનું હશે તે બોલે છે :

‘ ટણુન્ ટોકરો વાગે છે ને
રળાનું ખાડું આઢે છે. ’

ભાયાતોને ખબર પડી. એ તો ખીજાણા. બધા કહે ‘ લે આ તો પોતે માલવાળો કે’વરાવે છે. બાંડી ભેસ તો પાસે છે નહિ ને શું જોઇને બોલતો હશે. ’

'ટણુન્ ટોકરો વાગે છે ને
રળાનું ખાડું આઢે છે.'

એક મોટો પાડો છે ને એને ટોકરો બાંધ્યો છે. એમાં તો ફાટયો લાગે છે. ઠીક છે એક દિ વાત છે એની.

લાગ જોઈને ભાયાતોએ રળાનો પાડો મારી નાખ્યો. બધા કહે કાશ ગઈ.

રળો હતો પહોંચેલો. વાત પી ગયો. મનમાં કહે. ઠીક છે, કોક દિ લાગ આવે ત્યારે વાત.

એણે તો પાડાનું ચામડું ઢેઢ પાસે ઉતરાવ્યું. ચમાર પાસે સાફ કરાવીને સંકેલીને માથે ઉપાડી ચાલ્યો.

ચાલતો ચાલતો એક મોટા જંગલમાં ગયો. ત્યાં એક વડ હતો. એનું નામ ચોરવડલો. ચોર બધા ચોરી કરીને ત્યાં આવે ને ભાગ પાડે.

રળો તો વડલા ઉપર ચડીને બેઠો. ડાળ ઉપર ચામડું ટાંગ્યું.

બાર ઉપર બે વાગ્યા ત્યાં તો ચાર ચોર આવ્યા. કોક નગરશેઠની હવેલી ફાડીને મોટી ચોરી કરી આવેલા.

ચોર તો ચોરીનો ભાગ પાડવા બેઠા. એક ચોર કહે 'એલા કોઇ છાનુંમાનું રાખશો માં'. જે છાનુંમાનું રાખશે એના ઉપર ઉંચેથી આભ તૂટી પડશે.

ભાગ પાડતાં પાડતાં એક ચોરે કંઇક વાંસે મૂક્યું.

ત્યાં તો રળે ઉપરથી ચામડું ફેંક્યું કડુડુડ ભુસ.

ચોર૦—એલા ભાગો આ તો કડકડતી વીજ પડી.

ચોર તો ભડકીને ભાગ્યા. પાછું વળીને ય જોયું નહિ.

નિરાંતે રળો હેઠો ઉતર્યો ને બધી માયા લઇને ઘેર આવ્યો.

કુબાનું બારણું દઇને રળો રૂપિયા ગણે. ઇના ઇ ભરે ને ઠલવે. ખણખણાટ સાંભળીને આડોશીપાડોશી કહે 'એલા આ રળા પાસે એક રાતી પાઇ નો'તી ને આવડો પૈસાદાર કયાંથી થયો ?'

બધા૦—રળા ગઢવી આ કમાણી કયાંની ?

રળો૦—ઇ તો ઓલ્યું પાડાનું ચામડું વેચ્યું તે એના પૈસા આવ્યા છે. ઓહોહો ! ચામડાની કાંઈ ખપત ઈ તો વાત પૂછો માં. મારે તો એક જ પાડો હતો તે માંડ આટલા રૂપિયા આવ્યા. ઘણા બધા હોત ના તો એક લાખ રૂપિયા આવત.

ભાયાતોને ખબર પડી. ભાયાતો કહે ત્યારે ચાલોને આપણે ય રળા જેમ રળીએ.

ભાયાતોએ તો પોતાની બધી ભેંસો મારી નાખી ચામડા ઉતરડાવ્યાં, સાફ કરાવ્યાં ને માથે મૂકી હાલ્યા વેચવા. "એ લ્યો .... કોઇ ચામડાં લ્યો કોઇ ચામડાં."

પણ એટલાં બધાં ચામડાં કોણ લેતું હતું ? બે પાંચ ચામડાં ખપ્યાં. પાંચ દસ રૂપિયા આવ્યા. ચામડાના લાખ રૂપિયા તે કોણ આપતું હતું ?

સાંજ પડી એટલે ભાયાતો ભેગા થયા.

બધા કહે : 'આ રળાએ તો આપણને છેતર્યાં. ઠીક છે. કોક દિ વાત.'

થોડાક દિ ગયા એટલે ભાયાતોએ ભેગા થઈ રળાનો કુબો બાળી નાખ્યો.

રળો કહે: ઠીક છે. મારો તો કુબો બાળ્યો પણ હું બધાનાં ઘર ન બળાવું તો રળો ગઢવી નહિ.

રળાએ તો કુબાની રાખ ભેગી કરી. એક પોઠીઓ વેચાતો લીધો. રાખનો કોથળો ભરી પોઠીઆને માથે નાખ્યો. પાલીતાણે સંઘ જાય એની સાથે રળો ય ભળી ગયો.

સંઘમાં એક ઘરડી ડોશી. બિચારી ચાલી ન શકે. ડોશી પાસે ધન ઘણું બધું.

રળાનો પોઠીઓ જોઇને ડોશી કહે: 'ભાઈ આ પોઠીઆ ઉપર બેસારીશ ?'

રળો૦—હા, બેસાડું તો ખરો પણ આમાં મારૂં ધન ભર્યું છે. માડી, જો તમે વાસરશો તો બધું ય રાખ થઈ જશે. જો વાસરો નહિ તો બેસવા દઉં.

ડોશી૦—ઠીક ભાઈ, નહિ વાસરૂં.

ચાલતાં ચાલતાં પાલીતાણું આવ્યું. ડોશીમા પોઠીઆથી નીચે ઉતર્યાં. રળો કહે: 'ઉભાં રહો, ડોશીમા, મારૂં ધન જોઈ લેવા દો.'

પોઠીઆમાં તો રાખ જ હતી ના! જુએ તો રાખ દેખાણી.

રળો૦—ડોશીમા, આમાં તો રાખ છે. તમે વાસર્યાં હતાં કે ?

ડોશી હતાં સાચકલાં. તે કહે: 'હંક ભાઇ જરા વા છૂટયો તો હતો.'

'ત્યારે માડી, તમારૂં ધન આપી દેવું પડશે.'

રળો તો ડોશીનું ધન લઈ પાછો આવ્યો. રાત પડી. ભાઇ તો રૂપિયા ખખડાવવા મંડયા.

બધા કહે : ' એલા આ રૂપિયા ક્યાંથી લાવ્યો ? '

રળો૦—આ મારા કુબાની રાખ હતી ના, તે ઇ વેચી એના આ રૂપિયા આવ્યા. મારે કંઇ મોટાં ઘર થોડાં હતાં તે વધારે રાખ થાય. નકર તો એક લાખ રૂપિયા આવત.

ભાયાતો કહે : ' હાલોને આપણે ય રળા જેમ કરીએ, ઇ પૈસાદાર થઈ જાય ને આપણે શેના રહી રહી જઈએ ?'

ભાયાતોએ ભેગા થઈને પોતાનાં ઘર બાળ્યાં. એ રાખના મોટા ઢગલાના ઢગલા થઈ પડયા.

ભાયાતો તો રાખના સૂંડલા ઉપાડી બજારે વેચવા હાલ્યા. ' એ લેવી છે કોઇને રાખ ? '

ગામના માણસો કહે : ' રાખને તમારે માથે ચોળો. રાખને કોણ લેતું 'તું. '

બધા વીલે મોઢે ઘેર આવ્યા.

બધા કહે : ' રળાએ તો માળે છેતર્યા. '

રળે તો મોટાં ઘર ચણાવ્યાં. ઘણી બધી ભેંસો લીધી. એક પાડો રાખ્યો ને ગળે ટોકરો બાંધ્યો.

પછી તો પોતાની ભેંસો અઢાવે ને સાથે પોતાનો પાડો મોકલે ને બોલે :

' ટણણ ટોકરો વાગે છે ને<br>
રળાનું ખાડું આઢે છે.<br>
ટણણ ટોકરો વાગે છે ને<br>
રળાનું ખાડું આઢે છે. '



# દેરાણી જેઠાણી

એક હતી દેરાણી ને એક હતી જેઠાણી. બેયને સગી બેનો જેવું બને પણ સાસુ બહુ ભૂંડી. દુઃખનો કાંઈ પાર નહિ. પૂરું ધરાઈને ધાન ન ખાવા દે.

દેરાણી જેઠાણી રોજ ભગવાન પાસે માગે કે સાસુ મરી જાય તો સારૂં. એમ કરતાં કરતાં સાસુ માંદાં પડયાં ને મરી ગયાં.

દેરાણી જેઠાણી તો રાજીના રેડ થઈ ગઈ. તે કહે હવે ખાવાની મઝા પડશે.

થોડા દિવસ થયા ત્યાં તો બેય જણીએ ડોશીનો સોગ મૂકી દીધો. સોગનું કાપડું આડીએ ભરાવ્યું ને નતનવું ખાવાનું કરીને ખાવા માંડયાં.

એકવાર ખીર કરેલી ને પૂડલાનું ડોએલું.

તાકડે તે દિ જ માશીજી કાણે આવ્યાં. જેઠાણી તો મો વળાવવા બેઠાં.

દેરાણી મનમાં મુંઝાણી. હવે કરવું શું ? માશીજી જાણશે તો મારીને ફજેતી કરશે.

ત્યાં તો મો વાળતાં વાળતાં જેઠાણી બોલ્યાં :—

'એ પુડલાનું ડોએલું
વાછડાને મૂકજો વહુમા,
સાસુએ સવાયાં માશીજી આવ્યાં છે.'

દેરાણી સમજી ગઇ કે જેઠાણી પુડલાનું ડોએલાને વાછડા પાસે મૂકવાનું કહે છે. એટલે તે વાછડા પાસે મૂકી આવી.

ત્યાં તો જેઠાણીએ મો વાળતાં વાળતાં ફરીવાર કીધું :—

' ખીરનું રાંધેલું ખાણમાં નાખજો વહુમા,
સાસુએ સવાયાં માશીજી આવ્યાં છે. '

દેરાણીએ તો આસ્તેથી ખીરને ખાણમાં નાખી દીધી. ત્યાં તો પાછું જેઠાણીએ વેણ કીધું :—

" આડીનું કાપડું વળગણીએ સૂકવજો વહુમા,
સાસુએ સવાયાં માશીજી આવ્યાં છે."

દેરાણીએ તો જેઠાણીના કીધા પ્રમાણે કર્યું. ત્યાં તો મો વાળીને ઉઘાડયાં.

માશીજીને તો કાંઈયે ખબર ન પડી. કાપડું વળગણીએ સૂકવેલું જોઈને માશીજીને લાગ્યું કે વહુએ કાંઈ સોગબોગ કાઢી નથી નાખ્યો. ઇ તો ધોઈને સૂકવ્યું લાગે છે.

પછી માશીજી ઘેર ગયાં ને દેરાણી જેઠાણીએ જીવ્યાં ત્યાં સુધી ખાધુંપીધું ને મોજ કરી



# 'ઈ તો કડકી ને કડકી'

એક હતું નાનું એવું ગામડું. એમાં એક ડોશી રહે. ડોશીને ચાર દીકરા. ચારેને પરણાવેલા. ચારે વહુઓ જુવાન જોધ. ધમાકામાં કામ કરી નાખે.

દીકરા ખેતર જાય, વહુરૂઓ ઘરનું કામકાજ કરે ને ડોશીમા ઘર સાચવે.

ડોશીમા એવાં આકરાં કે સૌ એનાથી રાડ નાખે.

એક દિ ડોશી વહુરૂઓને કહે: 'એલી બેઠીયું છો શું. ઘરમાં કામ ન હોય તો ખડ લેવા જાઓ.'

વહુઓ કહે: 'બાઇજી ભૂખ લાગી છે તો શિરામણ આપો, શિરાવીને જઇએ.'

ડોશી મનમાં દાઝે બળીને મનમાં ને મનમાં કહે: 'ત્યાં વહુરૂઓ માટે શિરામણ ઠારી મૂક્યાં છે તે!'

ડોશી તો ખીજાઈને કહે: 'હાલો શિરામણ આપુ ને હારે લઈ જવા ભાતુંયે આપું'.

ડોશી તો વહુઓને કોઠી પાસે લઈ ગઈ ને બોબો બોબો એરડી આપી.

મોટી વહુ૦—બાઇજી, આ તો એરડી છે; એરડી તે કેમ ખવાય!

સાસુ૦— ઈ તો કડકી ને કડકી
ને ચોપડી ને ચોપડી.

'વહુ બાપ, એરડી તો બહુ સારી. ખાશો ત્યારે કડકડ બોલશે ને મોઢે પણ ચોપડાશે'.

વહુ કહે : ઠીક છે, બાઈજીની પણ વાત છે.

ચાર વહુએ પાદર જઇ એરડી નાખી દીધી. પછી મોટી વહુ કહે : ' એલીચું ખડખડ લેવું નથી હો. જેવું બાઇજીએ કર્યું છે એવું જ આપણે કરી બતાવવું છે. આ રૂપાળો ડાંડલી થોર છે એની ગાંસડીઓ બાંધો. '

ચારે વહુઓએ ડાંડલીયા થોરની ગાંસડીઓ બાંધી.

બપોર થયા એટલે વહુઓ ખડ લઈને ઘેર આવી.

ત્યાં તો ડોશીમા નેણે હાથ દેતાં દેતાં આવ્યાં ને બોલ્યાં : ' વા'લા મુઇયું આ તે ખડ છે કે તમારી આંખો ફુટે ડાંડલીયો થોર છે ? '

મોટી વહુ હળવેથી બોલી :

' આ તો લીલુડી ને લીલુડી
ને દૂધેલી ને દૂધેલી.

ખડ લીલુંયે છે ને મંહીથી દૂધે નીકળશે.' ડોશીમા મનમાં કહે આ તો વહુઓ માથાની નીકળીયું.

પછી ડોશી કહે એલી વહુરૂઓ ખાવા મરો.

વહુરૂઓના ભાણામાં એક એક મોટો રોટલો મૂકયો, પળી પળી ઘી રેડયું ને એક એક ગોળનું દડબું આપ્યું.

વહુઓ તો જ્યાં ખાવા જાય છે ત્યાં ડોશીમા કહે : ' ઉભી રહો જો ખાધું છે તો તમારી વાત તમે જાણી. ' કહીને ડોશીમા તો રાંઢવાના કટકા લઈ આવ્યાં. ચારેના હાથ બાંધ્યા ને પોતે જ બધાના રોટલામાંથી ઘી ગોળ ને રોટલો ચોળી ખાઈ ગયાં.

બિચારી વહુઓ તો એવે મોઢે ભાણેથી ઉઠી ગઇ.

પછી સાસુ કહે : ' લ્યો ખેતરે ભાત લઇ જાઓ. '

ચારેને માથે ભાતના પાટીયા મૂકી ખેતરે મોકલી.

બિચારી વહુઓ તો ભૂખી ભૂખી ખેતરે આવી.

છોકરાઓએ પૂછ્યું, 'કેમ આજ કાંઇ મોળાં દેખાઓ છો?'

વહુઓએ લાજ મૂકી માની બધી વાત કરી.

મોટો ભાઈ૦—નાના ભાઈ તું જા ને કોઠીમાં સંતાઇને બધી વાત જાતે જોઈ આવ્ય.

નાનો ભાઇ તો બીજે દિ કોઠીમાં જઇને સંતાઇને બેઠો.

જમવાટાણું થયું એટલે ડોશીએ તો રોટલા, પળી પળી ઘી ને ગોળનાં દડબાં પીરસ્યાં. પણ પછી તો રાંઢવું લાવી હાથ બાંધી પોતે જ બધું ખાઇ ગયાં.

નાના ભાઈએ ખેતરે જઇને મોટા ભાઈને બધી વાત કીધી.

મોટો ભાઈ તો ઘેર આવ્યો. માને કહે: 'માડી કાલે ખેતરે હલસો કરવો છે એટલે દસવીસ માણસનું ખાવાનું કરીને મોકલજો. માલીકોર લાડવા ને સુખડી ને વડાં ને એવું એવું મોકલજો.'

ડોશીએ તો વહુરૂઓને વેલી ઉઠાડી ને બધું બનાવ્યુ. બપોર થયા ત્યાં તો વહુઓને માથે સૂંડલા ચડાવીને ખેતરે મોકલીને કીધું :—

'જોજો રસ્તામાં કયાંક ખાધું છે તો! ચામડી ઉતરાવી નાખીશ.'

વહુઓ તો ખેતરે ગઈ. ખાવાનું ઉતાર્યું. મોટો ભાઈ કહે: 'જાઓ અહીં હલસોએ નથી અને બલસોએ નથી. પણે નેરૂ છે ત્યાં જઇને ખાઓ ને પેટ ઠારો.'

વહુરૂઓએ પેટ ભરીને ખાધું ને ઘેર ગઈ.

સાસુ૦—કેમ વહુરૂઓ હલસો સારો થયો ને ?

મોટી૦—ઇ તમારા દીકરાને પૂછજો.

સાંજે દીકરા ઘેર આવ્યા એટલે ડોશીમાને કહી દીધું કે " માડી, રે'વું હોય તો રહો ને જાવું હોય તો જાઓ. વહુરૂઓ ઉપર આવો કેર વરતાવશો મા."

ડોશીમા તે દિથી સમજી ગયાં.



# રેંટિયો કહે હું રણેશરી

એક હતી કણબણ. એને એક દિ લાડવા ખાવાનું મન થયું. એણે તો લાડવા કર્યા. ત્યાં તો કણબી ખેતરે-થી આવ્યો ને કહે : ' ઠીક હાલ્ય મને શીરાવા દે. '

કણબણે તો પટેલને અડદની દાળ ને જારનો રોટલો શિરામણમાં આપ્યાં

પટેલ—આ લાડવા તો લાવ્ય. ઈ કોની સારૂ રાખી મૂક્યા છે ?

કણબણ—ઈ તો રેંટિયાને નિવેદ કર્યા છે

' રેંટિયો કહે હું રણેશરી,
ત્રાક કહે હું પરમેશરી,
ત્રાગડા નાખું ગણગાણી
જો જમે ઘરનો ધણી. '

એમ કહીને કણબણે તો એકલીએ લાડવા ખાધા.

કણબી કહે : ' આ કણબણે ભારે કરી. ઠીક છે. આપણે પણ કરી બતાવીએ. '

બીજે દિવસે કણબી કહે : ' આજ મારે હળને નિવેદ કરવાં છે. '

કણબીએ તો સારામજાના લાડવા કર્યા. કણબણને એમ કે મને તો આપશે જ ના. એણે તો ઘરમાં બીજું કાંઈ રાંધ્યું યે નહિ.

પછી કણબી ખાવા બેઠો. ત્યાં કણબણ કહે : ' મને ય પીરસોને. ' કણબી કહે : ' આઘી રહે. અહીં પાસે આવીશ તોયે હળદેવને નિવેદ નહિ પહોંચે. '

'હળ કહે હું હળેશરી,
ધોંસરૂં કહે હું પરમેશરી,
નેણ જોતર ને નાડી
ન જમે છોકરાની માડી '

એમ કહીને કણબી એકલો લાડવા જમી ગયો ને કણબણ ઠઠી રહી.



